# કુલીન વિધવા

બાળવિધવા જેવી વિરોધી વસ્તુજ ન હોવી જોઇએ એવો મારો અભિપ્રાય દૃઢ થતો જાય છે. વૈધવ્ય એ ધર્મ નથી; સંયમ એ ધર્મ છે. બળાત્કાર ને સંયમ એ વિરોધી વસ્તુ છે. એક મનુષ્યને ઉતારે છે ત્યારે બીજી વસ્તુ તેને ચઢાવે છે. બળાત્કારે પળાએલું વૈધવ્ય એ પાપ છે; સ્વેચ્છાએ પળાએલું વૈધવ્ય ધર્મ છે; આત્માની શોભા છે; સમાજની પવિત્રતાની ઢાલ છે. પંદર વર્ષની બાળા સમજપૂર્વક વૈધવ્ય પાળે છે એમ કહેવામાં ઉદ્ધતાઇ અને અજ્ઞાનજ છે. પંદર વર્ષની બાળાને વૈધવ્યની વેદનાની ખબર પણ શી પડે? તેને પરણવાની બધી સગવડ માબાપે કરી દેવાનો તેમનો ધર્મ છે. દુષ્ટ રિવાજને વશ થવામાં પામરતા છે, તેનો વિરોધ કરવામાં પુરુષાર્થ છે.

—ગાંધીજી


લેખક અને પ્રકાશક:

રાવજીભાઇ મણિભાઇ પટેલ ( સોજીત્રા )

મંત્રી, તાલુકા સમિતિ, આણંદ

# કુલીન વિધવા

"હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાખ્યા છે."

ગાંધીજી

લેખક અને પ્રકાશક:
રાવજીભાઇ મણિભાઇ પટેલ ( સોજીત્રા )
મંત્રી, તાલુકા સમિતિ, આણંદ

પુસ્તક મળવાનાં ઠામ:

૧. રાવજીભાઇ મણિભાઇ પટેલ,
તાલુકા સમિતિ, આણંદ

૨. 'પાટીદાર'મંદિર, આણંદ



પ્રથમ આવૃત્તિ
પ્રત ૧૧૦૦
સંવત ૧૯૮૭

મૂલ્ય ૦—૬—૦
ટપાલખર્ચ ૦—૨—૦

---

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં શનાભાઇ મથુરભાઇ પટેલે
પ્રકાશકને માટે છાપ્યું. તા. ૧૫:૧૦:'૩૧

પુરુષજાતિએ લગ્નપ્રપંચે સળગાવેલી
ભડભડ બળતી ભયંકર ભઠ્ઠીમાં
અહર્નિશ શેકાતી
વિધવા બેન,
તને જ
સહૃદય બંધુભાવે
તારા ઉદ્ધારને માટે
અર્પણ!

# પ્રસ્તાવના

વર્તમાનકાળે રાષ્ટ્રીય જીવનનાં મંડાણ મંડાઇ ચુક્યાં છે: વ્યક્તિ પોતાને માટે નહિ, પરંતુ બીજાઓ માટે જીવતાં શીખવા લાગી છે. એવા જીવનનો ઉદ્‌ભવ થાય અને એ પ્રકારે વ્યક્તિધર્મ (individualism) સમાજધર્મમાં (socialism) પરિણમતો હોય, ત્યાંજ સાચા સ્વરાજ્યની સિદ્ધિ થઇ ગણાય. આજે એક જ પુરુષ એવું શ્રેષ્ઠ જીવન જીવી જાણે છે અને અનેક માનવોમાં પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રીતે એવા જીવનને વ્યાપક કરી રહ્યો છે. રાષ્ટ્રજીવન કહો કે સમાજજીવન કહો, પણ તે જીવન કયું એની ઝાંખી અને સુવાસ એમના જીવન વડે આપણી પુણ્યભૂમિમાં પથરાયે જાય છે. એ સંસારશ્રેષ્ઠ બાપુજી (ગાંધીજી) પોતાને માટે નહિ, દેશને માટે નહિ, પણ સારીયે માનવજાતિને માટે જીવી રહ્યા છે, અને એવું જીવન જીવી બતાવીને સમાજમાં ઉતારી રહ્યા છે. સાચેજ એ પુરુષોત્તમ છે.

એવું જીવન જીવવાને આપણે આપણી શક્તિનો સંયમ સાધવાનો છે, વિકાશ કરવાનો છે. સ્વરાજ્ય માટે સમાજસુધારણા વિના બીજો માર્ગ કોઇએ શોધ્યો જાણ્યો નથી. પોતાના ગૃહજીવનનો હેતુ સ્વાર્થ, લાલચ કે અહંકારને પોષવા માટે નહિ, પરંતુ સમાજના સામાન્ય હિતને પોષવા માટે હોવો જોઇએ. એવી વૃત્તિના જ માણસો સમાજ-સુધારણા કરી શકે.

પણ આજે તો આપણું સમાજજીવન દુર્ગંધથી ભરેલું છે. આપણાં ઘરમાં–આપણા વ્યક્તિગત જીવનમાં તો એથીયે વધારે–દુર્ગંધનો વાસ છે. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કજોડાં, વરવિક્રય, કન્યાવિક્રય,

મિથ્યાભિમાનમાં છુંદી નાખતાં લગ્નમરણ પાછળનાં ખર્ચ, એ આપણી સ્વાર્થી અધમ અને વિષયી મનોદશાનાં પ્રદર્શન છે. એમાં સુધારણા ઇચ્છનાર અત્યાર સુધી તો વાણીવિલાસથી આગળ નહોતા વધી શક્યા વળી એમના વિચારોમાં પશ્ચિમના વિચારોનું ઉચ્છિષ્ટ ઘણે અંશે હતું. સમાજમાં ડુબકી મારીને સડેલા સમાજનો એમણે અનુભવ નહોતો લીધો. તેમના વિચારો, તેથી, કાર્યશોધક નિવડી શક્યા નહિ. પણ અત્યારે તો હવે પોતે અંતઃકરણમાં માને તે જ કરી બતાવવામાં જીવન ખતમ કરી નાખે, એવી વિરલ વ્યક્તિઓ નીકળી રહી છે. આજે જે સમાજસુધારણા પોતાના ખરા સ્વરૂપમાં મંદ છતાં દઢ ગતિએ ચાલી રહી છે, તે એવી વિરલ વ્યક્તિઓનાં બલિદાનનાં ફળ છે.

આમ રાષ્ટ્રજીવનનાં—સમાજજીવનનાં—મંડાણ થઇ રહ્યાં છે. એના શ્રેષ્ઠ દ્રષ્ટા પૂજ્ય મહાત્માજી છે. ભાઇ રાવજીભાઇ પટેલ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહસમયે એ સંતના સમાગમમાં આવેલા, સત્યાગ્રહી તરીકે તેઓએ એ ધર્મયુદ્ધમાં ઝોકાવેલું. સમાજજીવન શું એની પ્રતીતિ ત્યારથી જ એમને થએલી. આફ્રિકાથી પોતાના વતનમાં એ પાછા ફર્યા ત્યારે પ્રેમ, અહિંસા અને સત્યાગ્રહ વડે સમાજની સુધારણા થઇ શકશે એવો મંત્ર એ ત્યાંથી જ શીખી આવેલા. એમણે અહીં આવી ગુજરાતના—ખાસ તો ચરોતરના—પાટીદાર સમાજના રીતરિવાજોનો અને ગુણદોષનો અભ્યાસ કરવા માંડ્યો. એ અભ્યાસ વડે જે અનુભવ થયો, તેથી સમાજસુધારણા કરવાની ધગશ એમનામાં પેદા થઇ. એ ધગશ શ્રી. મોતીભાઇ અમીનની શીળી છાયામાં પોષાઇ.

સદ્‌ભાગ્યે મહાત્માજી હિન્દમાં આવ્યા. અને એમણે સમાજસુધારણાને પોતાના જ્ઞાન અને કર્મ વડે અનુપમ વેગ આપ્યો. શ્રી. નરસિંહભાઇએ પણ દેશમાં પાછા આવી 'પાટીદાર' માસિક દ્વારા 'બળવા'નો શંખ ફુંક્યો. આ કાર્ય સ્ત્રીશક્તિ વગર જોઇએ તેવું આગળ

વધવું અશક્ય હતું. શ્રી. ભક્તિલક્ષ્મી મારી સાથે ગામોનો ત્યાગ કરી બહાર પડયાં, ત્યારે એ શક્તિનો પણ વિકાશ થયો. હિન્દે સ્વરાજ્ય માટે સત્યાગ્રહનાં યુદ્ધ માંડયાં, ત્યારે ધર્મજીવનની દીક્ષા લેનાર અનેક યુવતીઓ અને યુવકો બહાર આવ્યાં. 'પાટીદાર ભગિનીસમાજ' અને 'પાટીદાર યુવકમંડળ' એ એનાં જ ફળ. સમાજસુધારણા એ એનું જીવનધ્યેય બની રહ્યું છે.

હિન્દુ સમાજમાં અનેક યુગથી સ્ત્રીઓની જે અવદશા કરી મુકવામાં આવી છે તે અસહ્ય છે. ગણાતાં ધર્મશાસ્ત્રોમાં, તુળશી-દાસજી જેવા ભક્તકવિઓના કાવ્યોમાં પણ, સ્ત્રીઓને અન્યાય કરવામાં આવ્યો છે. કુળવાનોનાં રાક્ષસી ટોળાં હિન્દના આખા યે દેહને વળગી રહ્યાં છે. દુર્ભાગ્યે હું એ કુળવાનો પૈકીનો એક છું. કુળવાન ઘરોના અત્યાચારોની મને પૂરી ખબર છે. એ કુળવાનશાહીનો ઇતિહાસ જોઇએ, તો એને પ્રતાપે અગણિત બાળાઓ જન્મતાં જ દૂધપીતી થએલી જણાશે. એ સીતમગારોની ભઠ્ઠીમાં અસંખ્ય બાળાઓ અને સ્ત્રીઓ બળી રહી છે. કુળવાનોની વામમાર્ગી લગ્નવેદીમાં બાળાઓ વધેરાય, અકથ્ય દુઃખોમાં અને વેદનાઓમાં તે દહાડોરાત શેકાયે જાય, કેટલી યે અનંત દુઃખોની ચીચીઆરીઓ પાડતી હોય, એને જન્મ આપનાર માતાપિતાને હૈયે પણ એનાં દુઃખની હોળી સળગેલી રહે; એમાં યે જો તે વિધવા થઇ, તો તો એનાં દુઃખનો પાર જ નહિ! પુરુષ અનેક વખત પરણી શકે, સ્ત્રીને પુનર્લગ્નનો અધિકાર નહિ. વિધવા એટલે જાણે કે પાપનો ભારો!

ખરે જ, ભીરુતા માણસને પામર કરી મુકે છે. સ્વર્ગસ્થ શ્રી. ગોવર્ધનરામે પોતાના 'સરસ્વતીચન્દ્ર'માં આ જ ભીરુતાને કારણે પુનર્લગ્નને ઢાંકેલું રાખ્યું. કવિ ન્હાનાલાલે 'જયાજયન્ત'માં દેહલગ્ન અને સ્નેહલગ્નના ભેદ બતાવી દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન એ પુણ્યનો માર્ગ છે એમ કહ્યું. પણ જ્યાં દેહલગ્ન જ પુણ્યરૂપ નથી,

ત્યાં તેવા લગ્નની વિધવાને પુનર્લગ્ન એ પુણ્યનો માર્ગ કેવી જ રીતે હોઇ શકે? સાચી વાત તો એ છે કે 'દેહલગ્નની વિધવા' એ નામ જ 'આકાશપુષ્પ' જેવું મિથ્યા છે. સ્નેહ વડે આત્માનાં અનુસંધાન વિનાનાં 'દેહલગ્ન' એ 'લગ્ન'જ નથી. અને એવી 'દેહલગ્નની વિધવા' એ 'વિધવા'જ નથી. એનાં ઐચ્છિક પુનર્લગ્ન એ 'પુનર્લગ્ન' નહિ, પણ 'લગ્ન'જ ગણાય. 'વિધવા' અને 'પુનર્લગ્ન' એ સ્ત્રીજાતિ પ્રત્યેના અન્યાયોમાંથી જ પેદા થએલા શબ્દો છે. પણ એ વાત જવા દેઇએ.

નાની અજ્ઞાન બાળાઓને માટે કુળવાનોના બજારમાંથી 'વર'ની ખરીદી કરવામાં આવે છે. અને ગાય જેવી દીકરીને હોમી દેવામાં આવે છે. આથી જ 'પાટીદાર ભગિનીસમાજે' અને 'યુવકમંડળે' બળવો જગાવ્યો છે અને જાહેર કર્યું છે, કે સ્ત્રીજાતિની ઉન્નતિ વિના અને સ્ત્રીપુરુષની સમાનતા વિના સુધારો કે સ્વરાજ્ય અશક્ય છે. બીજી જ્ઞાતિઓમાં પણ આ બળવો આજે નહિ તો કાલે સળગવાનો જ છે અને ત્યારે જ સમાજનો ઉદ્ધાર છે.

ભાઇ રાવજીભાઇ આ બળવાખોરોમાંના એક છે. છેલ્લા સત્યાગ્રહના યુદ્ધ વખતે તેમને બે વરસની સજા થએલી. એમને સાબરમતીથી નાશકને યાત્રાસ્થાને આવેલી જેલમાં લેઇ જવામાં આવ્યા હતા. જેલમાં પણ કુળવાનશાહીની સળગતી વેદીઓને અને એમાં શેકાતી બાળાઓને તેઓ ભૂલી શક્યા નહિ. જેલમાં જ એમણે 'કુલીન વિધવા'નાં ચાર ચિત્રોનું આલેખન કર્યું. જેલ બહાર આવ્યા પછી, અને પુસ્તક છપાઇ રહેવાની તૈયારીમાં હતું તે અરસામાં, હૃદયને હલમલાવી નાખે એવો એક પ્રસંગ બન્યો. એ ઉપરથી તેમના સ્નેહીઓને આગ્રહે તેમણે વળી પાંચમું ચિત્ર દોર્યું. અનેક પ્રકારની ચિન્તાઓ અને વ્યવસાયો વચ્ચે દોરેલું એ ચિત્ર અગાઉનાં ચિત્રો જેવું જોકે મોહક નથી, છતાં ગુલામી મનોદશાનો નાશ કરવા ઇચ્છતી સ્ત્રીઓને એ પ્રેરણાત્મક તો છે જ. સાદી, સરળ, છતાં સચોટ ભાષામાં અને મન આગળ

આબેહુબ ચિતાર ખડો કરે એવી સુંદર શૈલીમાં આલેખાએલાં આ પાંચ સંક્ષિપ્ત ચિત્ર ગુજરાતી જનતાને ઘણાં ઉપયોગી થશે. જે બાળાઓ અત્યારે સીતમની ભઠ્ઠીઓમાં શેકાય છે, તેમને પણ હિમ્મત અને આશ્વાસન આપશે. એનોનાં બન્ધનો તોડવા ઇચ્છનાર યુવકો અને યુવતીઓ–આબાલવૃદ્ધ સૌ–આ 'કુલીન વિધવા' એક વખત જરૂર વાંચી જાય એમ ઇચ્છું છું. એ પાંચે ચિત્રમાં સમાજના વ્યક્તિગત વિચારોમાં અને આચારોમાં જેમ જેમ વિકાશ થતો ગયો, તેમ તેમ દુ:ખી જીવનોમાં કેટલું પરિવર્તન થતું ગયું, તે ઘણે અંશે જણાશે.

વર્તમાન નવીન યુગના આરંભમાં કુલીન ઘરની યુવાન સ્ત્રી વિધવા થઇ, કે તુરતજ તે 'નહિ ઘરની કે નહિ ઘાટની' થઇ પડે છે; નથી સમાતી તે સાસરે કે નથી સમાતી પિયેર, એ વસ્તુ 'હા વિધવા!' એ ચિત્રમાં જણાય છે. તે ઓશિયાળી, અધમ, અપશુકનિયાળ, નીચકર્મી, પાપી અને શંખણી તરીકે ઓળખાય છે. અરે રે! આવાં ભ્રષ્ટ આરોપણોને કારણે તો એમાંની કેટલીયે આપઘાત કરી મરણને ભેટતી હશે અને આ ભ્રષ્ટ સમાજની સાંકળોમાંથી છૂટતી હશે!

શિક્ષિત યુવાનો સ્ત્રીઓની વહારે ચઢવાની ડંફાસ મારે છે, વખત આવે છે ત્યારે પોતાના સિદ્ધાન્તો નેવે મુકે છે! બીજા ચિત્રમાં શિક્ષિત એવા કુળવાન કાન્તિલાલ બી. એ. થયા. પરણ્યા તો હતા જ. માસ્તર બન્યા. એમણે અમદાવાદમાં ગૃહસંસાર માંડ્યો ને માણ્યો પણ. દૈવયોગે થોડા સમયમાં પત્નીનું અવસાન થયું. ઉંહું ઉંહું કરતાં સગાંએ સમજાવ્યા, એટલે 'નહિ પરણવાનું' ભૂલી ગયા. પરણવું હતું, તો કોઈ વિધવા શોધવાનું યે ભૂલી ગયા; એક કુમારિકાને પરણી બેઠા, 'વાહ રે વિધુર!' એ નામ સાર્થક કર્યું! આવા સ્વાર્થી શિક્ષિત કુલીનનું એ ચિત્ર વાંચવા જેવું છે.

ત્રીજુ ચિત્ર 'એ પતિતપાવન વિધવા'નું છે. બાળવિધવા સવિતાને સદ્દભાગ્યે નરસિંહભાઇ જેવા સેવાભાવી ભાઇ હતા, પુષ્પાબેન જેવાં

સ્નેહાળ ભાભી હતાં. એમણે ઠંડે પેટે જ્ઞાતિનાં બંધન તોડી સવિતાને સંભાળી લીધી. પોતે પોતાની પત્ની સાથે વ્રતધારી બન્યા અને ઘરમાં પવિત્ર વાતાવરણ જમાવી સવિતા અને પુષ્પા એ બન્નેમાં શુભ સંસ્કાર સિંચ્યા. પોતાના સેવાભાવની એમને લગની લગાડી જીવન સાર્થક કર્યું. આમ છતાં નરસિંહભાઇ સવિતાને જીવનનો સાચો સાથી ન જ આપી શક્યા. વિધવાવ્રત પળાવવાને પોતે પોતાના વિલાસનો ભોગ આપ્યો અને સેવાના કુંડમાં સવિતાની સાથે હોમાયા. પરંતુ તેને માટે પુનર્લગ્નની સક્રીય હિમાયત તો ન જ કરી શક્યા ને? તેમજ એ ત્રણેયનો સેવામાર્ગ એક પણ અનાથ વિધવાને પરણાવી સાચો જીવનસાથી તો ન જ શોધી આપી શક્યો ને? છતાંય આ સમાજસુધારણાના વિચારની પ્રગતિનું એક ચિત્ર તો ખરૂં જ, અને તે સ્વચ્છ પણ ખરૂં.

ચોથું ચિત્રદર્શન 'પુણ્ય પુનર્લગ્ન'નું છે. આ નામ છે તો સુંદર, પરંતુ ચિત્ર જોતાં અધુરૂં લાગે છે. કારણકે સવિતાને જેમ નરસિંહભાઇ જેવા ભાઇ મળ્યા, તેમ નિર્મળાબેનને મગનભાઇ જેવા ભાઇ મળ્યા. એમણે વિધવા બેનને પોતેજ એક સુધારક સુપાત્ર યુવક સાથે પરણાવી સુખી કરી. એમ છતાંયે એને 'પુણ્ય પુનર્લગ્ન' ન જ કહી શકાય. એક તો લેખક પોતેજ મગનભાઇ પાસે કહેવડાવે છે, કે "એ તો લગ્ન જ ન કહેવાય." બીજું, મગનભાઇ જેવા ભાઇ બધી બેનોને ક્યાંથી હોય? યુવકમંડળના મગનભાઇએ તેમજ મણિભાઇએ જે કર્યું તે એમને માટે ધન્યવાદને પાત્ર ખરૂં, બીજાઓ માટે પ્રેરણારૂપ પણ ખરૂં, વળી એ પણ ખરૂં કે આ ચોથા ચિત્રમાં લેખકે પ્રગતિમાન પરિવર્તન બતાવ્યું છે. છતાંય એ ચિત્રમાં નિર્મળાબેનને પોતાને પુનર્લગ્ન માટે આગ્રહી બનાવી હોત, તેણે પોતાના ભાઇ મગનભાઇને—તેમજ મણિભાઇને પણ—લોકલાજને કે એવે કોઇ કારણે આનાકાની કરતાં પોતાની દલીલોએ અને પોતાની તરફને

પ્રેમે કરીને જીત્યા હોત, અને એમ છેવટે પોતાના પુનર્લગ્નમાં એ બંનેને મદદ કરતા બનાવી દીધા હોત, તો 'પુણ્ય પુનર્લગ્ન' નામ વધુ સાર્થક મનાત.

પ્રગતિની પાંચમી ભૂમિકાનું એક વિશેષ ચિત્ર 'વીર વિધવા'નું ભાઇ રાવજીભાઇએ ઉમેર્યું. કુલીનશાહીની ભઠ્ઠીમાં એક યુવાન બાળાને એક વૃદ્ધ કુલીન અમલદાર સાથે પરણાવી હોમી દેવામાં આવી. થોડા સમયમાં એ વિધવા થઇ, કુલીન સાસરીઆંના પિંજરામાં પૂરાઇ. સદ્ભાગ્યે પદ્માબેન જેવી સહૃદય, આધેડ અને અનુભવી સ્ત્રીની મમતાનું એ પાત્ર બની. એણે એને હુંફ આપી, સંસ્કાર પણ આપ્યા. એ વડે એ કુલીન સીતમગારોનાં ખાંજરાં ખુલ્લી આંખે જોઇ શકી. ધાર્મિક અને સામાજિક વાચનનો એને લાભ મળ્યો, મનોબળ ઘડાયું. છેવટે એક વખત પદ્માવતીબેન પાસે અમદાવાદ જતાં પોતાનું હૃદય ઉઘાડી શકી. યોગ્ય પાત્ર મળતાં લગ્નગ્રંથિથી જોડાઇ સેવામય જીવન ગાળવાની એને ઇચ્છા થઇ. યોગ્ય જીવન સાથી હીરૂભાઇ મળતાં જ ભ્રષ્ટ સમાજના પાપપિંજરને તોડી પક્ષી સ્વતંત્ર બન્યું. એણે પોતાના જેવા જ દિલના એ વીર સેવાભાવી યુવકને પોતાનો જીવનસાથી બનાવ્યો. પુનર્લગ્નના આદર્શની ઝાંખી થતાં એ યુગલને કેટલી યે બાળવિધવાઓએ આશીર્વાદ આપ્યા હશે! આનું નામ તે 'વીર વિધવા'.

ભાઇ રાવજીભાઇએ એક પછી એક એમ ચઢતી જતી ભૂમિકાએ આ ચિત્રો આંક્યાં છે. પણ તેટલેથી તે નહિ અટકી શકે. 'પાટીદાર ભગિનીસમાજ'ના અને 'પાટીદાર યુવકમંડળ'ના કર્તવ્યની પરિસીમા એટલેથી જ અટકવાની નથી. એને તો હજી યે વધુ પ્રગતિની અપેક્ષા છે. હજી વિષયી સમાજના લગ્નપુનર્લગ્નના બનાવટી ભેદોને તોડવા જોઇશે. પુનર્લગ્ન જેમ પુરુષોને માટે હલકું નથી, તેમ અને તેટલું જ સ્ત્રીઓ માટે પણ હલકું ન જ ગણાય એવી ભૂમિકાએ તો પહોંચવું જ જોઇશે. કુળવાનશાહીની બેડીઓ તોડી એ વામમાર્ગીઓની નર-

બલિની વેદીઓમાંથી ઉગારનાર એ પ્રગતિ આ સમાજમાં રૂઢ થઇ સામાન્ય વ્યવહારરૂપ બને અને સ્ત્રી પુરુષથી જરા યે ઉતરતી નહિ પણ બિલકુલ સમાન છે એ ભાવે સ્વાભાવિક જ વર્તતી થઇ જાય, ત્યારે જ એ પ્રગતિ પુણ્યમાર્ગે પહોંચી ગણાશે. અને ત્યારે તો સમાજના બધા યે દુષ્ટ રિવાજો અસ્ત પામી ગયા હશે.

પતિને દેવતુલ્ય મનાવવાના અને પુરુષ વગર સ્ત્રીઓને અટુલી, નિરાધાર, લાચાર અને આંધળી કરી મુકવાના પુરુષોના લગ્નપ્રપંચથી ઘણા વખતની રૂઢ થએલી સ્ત્રીઓની ગુલામી મનોદશાને ઉપરનાં ચિત્રોથી પોષણ મળ્યું છે. આર્ય સંસારમાં હાલ જે સ્થિતિ પ્રવર્તી રહી છે તેનું આબેહુબ ચિત્ર દોરવાનો આ પ્રયાસ છે, એ લેખકનો વ્યાજબી બચાવ છે ખરો; છતાં એ દોષમાંથી ય એ મુક્ત રહી શક્યા હોત તો કેવું સારૂં ?

આ પુસ્તક દરેક બેનના હાથમાં પહોંચવું જોઇએ. એમાંથી એમને ઘણાં આશ્વાસન અને પ્રેરણા મળશે. આજના હીન સમાજજીવનમાં ક્રાન્તિમાર્ગ બતાવનારૂં સાહિત્ય અનેક દિશાએથી રચાવાની જરૂર છે. અનુભવી અને સેવામાર્ગી જ એ રચી શકે. હું ઇચ્છું છું કે ભાઇ રાવજીભાઇને હાથે આ સેવા ચાલુ જ રહે અને સમાજ તેનો યથાયોગ્ય લાભ લેઇ પુરતું ઉત્તેજન આપે.

સત્યાગ્રહ છાવણી, બોરસદ
તા. ૨૨ : ૯ : '૩૧

ગોપાળદાસ અંબાઇદાસ દેસાઇ

# બે બોલ

સંવત ૧૯૮૫ના ચૈત્ર માસમાં નડિયાદમાં 'પાટીદાર યુવકમંડળ'ની પ્રથમ પરિષદ ભરાઇ, ત્યારે તેના પ્રમુખશ્રીએ વિધવાના પુનર્લગ્ન સંબંધેનો ઠરાવ મુકવાની મને આજ્ઞા કરેલી. આજ સુધી પુનર્લગ્ન વિષે મેં ઘણું વાંચેલું, ઘણું વિચારેલું; છતાં મારા હૃદયમાં ઉંડે ઉંડે વિધવાના પુનર્લગ્ન સંબંધે જે વિચારો રમ્યા કરતા હતા, તેની સ્પષ્ટતા હું મારે પોતાને માટે પણ નહોતો કરી શકયો. એજ કારણે આજ સુધી વિધવાના પુનર્લગ્ન સંબંધે મને કાંઇ લખવાનું કે બોલવાનું ગમ્યું નથી. નડિયાદની પરિષદે એ ઠરાવ મને સોંપતાં તે ઠરાવને મારી મર્યાદા પ્રમાણે ફેરફાર કરીને હું મુકવા તૈયાર થયો, અને મુકયો પણ ખરો. પણ પછી મને તે સંબંધે બહુ વિચાર આવ્યા. વિચાર કરતાં ડગલે ને પગલે માનવજીવનની પવિત્રતાનું અને દામ્પત્ય સ્નેહજીવનનું ગૌરવ મને યાદ આવ્યા જ કરે; અને તેમાં વળી નાશક જેલમાં તો આ વિચારોએ મને ઘેરી લીધેલો. આ સંબંધે પૂજ્યશ્રી મહાત્માજીની દષ્ટિનો પણ મેં ખૂબ વિચાર કર્યો. મને તેમની કર્તવ્ય- અને ધર્મ-પ્રધાન ભાવના ખૂબ ગમી. એ જ વિચારો વ્યાવહારિક અને હિતકર છે, તેમજ સમાજને અનુકરણીય છે એમ પણ લાગ્યું. તેવા વિચારોને મૂર્ત સ્વરૂપ આપવાના હેતુથી આ વાર્તાઓ લખવાને હું પ્રેરાયો.

'એ પતિતપાવન વિધવા' નામની વાર્તામાં મારો એકજ હેતુ સ્પષ્ટ છે. જે બેન કે દીકરી બાળવિધવા હોય, તેને સવિતા જેવા સંસ્કાર હોય અને તેના એ સંસ્કારોને પોષવાને ખાતર નરસિંહભાઇ અને પુષ્પાવતી જેવાં પવિત્ર, સંયમી અને ઉચ્ચાભિલાષી ભાઇભાંડુ

કે માબાપ હોય, તેજ બાળવિધવાનું વૈધવ્ય પુણ્યપ્રદ નીવડે. તે સિવાયનાં આપણે જેઓ વૈધવ્ય પળાવવાનો આગ્રહ કરનારાં છીએ તેઓ તો દંભી, અન્યાયી અને જુલમી છીએ. જ્યાં સુધી આપણે તે પાત્રોની પેઠે આપણા ઘરની બાળવિધવાના હિતને અને કલ્યાણને સારૂ આપણું જીવન અર્પવા તૈયાર ન હોઇએ, ત્યાં સુધી આપણે બાળવિધવાને વૈધવ્યમાં રાખીને પાપ જ વહોરી લેવાનાં અને અનાચારનાં કારણભૂત થવાનાં.

'પુણ્ય પુનર્લગ્ન'ની વાર્તામાં બાળવિધવાના હૃદયની પવિત્રતા સાચવવા પ્રયત્ન કર્યો છે. નિર્મળાને પોતાના અપરિચિત મૃતપતિ પ્રત્યે સ્નેહભાવ હતો જ નહિ, એટલે દામ્પત્ય જીવનની પવિત્રતાને બહાને પણ મેં તેવો સ્નેહ કલ્પવાનો અસ્વાભાવિક પ્રયત્ન કર્યો નથી.

છેલ્લી વાર્તા 'વીર વિધવા' એ તો મેં હમણાં જ લખી. રોમાંચ ઉભાં કરે એવા ભયંકર બનાવ પાટીદાર અને અન્ય જ્ઞાતિઓમાં બનેલા જોઇને તે વાર્તા લખવાની પ્રેરણા કેટલાક સ્નેહીઓએ મને કરી. મનની અતિ અવ્યવસ્થિત દશામાં અને અનેક વ્યવસાયોમાં પણ તે વાર્તા લખી છે. લખવાનો હેતુ તેમાં હું સાચવી શકયો છું, છતાં મને પોતાને તે વાર્તા માટે સંતોષ તો નથી જ થયો. કારણ સ્પષ્ટ છે. નાશક જેલના શાન્ત વાતાવરણમાં રાત્રે સુતાં સુતાં તેનો વિચાર થતો અને સવારે ઉઠી પ્રાર્થના કરીને રાત્રીની કલ્પનાઓને વાર્તા રૂપે ઉતારી લેતો. આમ પ્રથમની ચારેય વાર્તા લખાઇ. છેલ્લી 'વીર વિધવા' તેથી ઉલટી પરિસ્થિતિમાં લખાઇ. આટલો ફેર છેલ્લી વાર્તાના પ્રસંગોની ગોઠવણીમાં અને શૈલીમાં છે. અને તે માટે વાચક મિત્રો મને ક્ષમા આપશે.

મને આવી વાર્તા લખવાની ટેવ નથી કે શોખ નથી, છતાં ઘણી મુદતથી મારા હૃદયમાં જે રમી રહ્યું હતું, તેને વાર્તાના રૂપમાં મુકી ફરજિયાત વૈધવ્યમાં પીડાતી બેનોની સેવા કરવાના શુભ હેતુથી,

તેમજ નાતમાં જેઓ હજી પણ પોતાની નિર્લજ્જતા ત્યજતા નથી તેવાઓની પણ કાંઇક સેવા કરવાના શુભ હેતુથી, આ વાર્તાઓ લખાઇ છે. તેમાં ભૂલો તો અનેક હશે, છતાં એવું એવુંય જે લખ્યું છે તે શુદ્ધ ભાવથી અને હૃદયની સાચી માન્યતાથી લખ્યું છે. તે પ્રમાણે ભવિષ્યમાં વર્તવાના શુભ સંકલ્પ સાથે લખ્યું છે. આ વાર્તાઓમાં જણાવેલા વિચારોમાં અને ભવિષ્યના મારા એ સંબંધેના વર્તનમાં કિંચિત્ માત્ર પણ ભિન્નતા ન હોય, એવી મારી આકાંક્ષા છે. પ્રભુ મને એ શક્તિ આપે, એવી નમ્ર પ્રાર્થના છે.

આ નાનકડા પુસ્તકની પ્રસ્તાવના લખી મારા વિચારોને અનુમોદન આપી મને સહૃદય ઉત્તેજન આપ્યું છે, તે માટે હું પૂ. દરબારશ્રી ગોપાળદાસ દેસાઇનો નમ્ર ભાવે આભાર માનું છું.

જેલમાં મારા કેટલાક સ્નેહીઓએ આ વાર્તાઓ લખવાને મને વારંવાર ટકોર આપેલી, તેથી તેમનાં નામ અહીં દર્શાવ્યા સિવાય તેમનો પણ હું આભાર માનું છું.

પ્રથમની ચાર વાર્તાઓ નાશક જેલમાંજ વાંચીને પોતાને ખર્ચે છપાવી પ્રસિદ્ધ કરવાને ભાદરણના મારા સ્નેહી શ્રી. છોટાભાઇ પુરુષોત્તમદાસ પટેલે પોતાની ઇચ્છા જણાવેલી. સંધિને કારણે જેલમાંથી મુક્તિ મળ્યા પછી તે ભાઇએ તેને છપાવવા પૈસા મોકલી દીધા. તેમની આવી ઉચ્ચાભિલાષા, ઉન્નત વિચાર અને ઉદારતા માટે તેમનો ઉપકાર ન માનું તો ઋણી રહી જાઉં.

તાલુકા સમિતિ, આણંદ<br>ભાદરવા સુદિ ૧૪, શુક્રવાર<br>સં. ૧૯૮૭

લિ.<br>નમ્ર સેવક<br>**રાવજીભાઇ મણિભાઇ પટેલ**

## સમાવેશ





# કુલીન વિધવા

## હા વિધવા!

૧

કાંઇક અસ્થિર ચિત્તે દમ ભીડતો ચુનીભાઇ રામપ્રસાદ ડોકટરના મકાનમાં પગથીએ ચઢયો. અંદર જઇ ડોકટર સાહેબને સલામ કરી બોલ્યો, "ડોકટર સાહેબ, મારા ભાઇ અંબાલાલને વધુ હોય એમ જણાય છે. આપને મારા પિતાશ્રી બોલાવે છે." ડોકટરે ઠંડે પેટે પૂછ્યું, "પાંચ મીનિટ પછી આવું તો ચાલશેને?" ચુનીભાઇ ગભરાતે અવાજે બોલ્યો, "ના જી, એક પળનો પણ વિલંબ નહિ ચાલે."

ડોકટર રામપ્રસાદ ઉઠયા, ટોપી મુકી ચુનીભાઇ સાથે ચાલ્યા. ઘરમાં દાખલ થતાંજ ડોકટરે જોયું કે ઘરમાં માણસોની ભીડ છે. પરસાળમાં પથારીમાં એક બાવીશ વરસનો યુવાન છેલ્લો શ્વાસ ખેંચતો પડયો છે. રોગનો રાજા કફ ગળામાં જાળ પાથરી ફૂંફાડા મારે છે ને શ્વાસને રૂંધે છે. યુવાન અકળાય છે. શ્વાસ લેવા માટે પોતાની બધી શક્તિ વાપરી નાખે છે અને મુઝાઇને લોથ થઇ જાય છે. પુત્રની દુ:ખદ અંતદશા જોઇ મથુરભાઇ અને ગંગાબા 'ભાઈ, ભાઇ, ખમા! ખમા! તને શું થાય છે? અરે રામ!

તેં શું ધાર્યું છે ?' એવા દુ:ખી ઉદ્ગારો કાઢતાં કાઢતાં, અમુઝણને લીધે પુત્રના મોં ઉપર જામેલો પરસેવો લૂછી નાખે છે. પરસેવો લૂછતાં ગંગાબા રડી પડે છે. ડોકટરને જોઇને સૌ બાજૂએ ખસ્યાં ડોકટરે નાડી તપાસી. નાડી તૂટતી જાય છે, હાથે પગે શીત છંટાતું જાય છે. ડોકટરે જોયું કે કેસ હાથમાંથી ગયો છે છતાં બોલ્યા, "ગભરાવાનું કાંઇ કારણ નથી. મારી સાથે ચાલો કોઇ, દવા આપું." ડોકટર ઉઠયા, ચુનીભાઇ પાછળ નાઠો. ઘરના ચોકની ખડકી માંથી નિકળતાં જ કોઇએ બૂમ મારી, કે શાન્તાવહુ આવ્યાં. પોતાના દીકરાને બહુ બિમાર જાણીને ગંગાબાએ મથુરભાઇને કહેલું, કે "શનારાતને ભાદરણ તેડવા મોકલોને ! દુનિયા આપણને મૂર્ખ કહેશે કે અંતવેળાએ પણ વહુને ન તેડી."

મથુરભાઇ દેશાઇએ પોતાના દીકરા અંબાલાલને ૧૮ વર્ષની ઉમરે પરણાવેલો. જેવો વા તે પ્રમાણે વર્તેલા. જાણેલું કે આજકાલ છોકરાને મોટી ઉમરનો કરવાથી હુંડીનો ભાવ બહુ સારો ઉપજે છે, એટલે અંબાલાલને ૧૮ વર્ષની ઉમરે પરણાવવાની પ્રતિજ્ઞા કરીને સુધારાના મંડળના પ્રતિજ્ઞાપત્ર ઉપર સહીં કરી હતી. અને મળ્યું પણ ધારેલું જ. ત્રણ થેલી રૂપીઆ પરઠણના મળ્યા હતા. છતાં એટલે કંઇ પતી જાય એમ હતું ? જેવી પરઠણ તેવો પાછળનો અબાબ! મથુરભાઇએ દેશાઇગીરી વાપરી. અબાબની મોટી યાદી કરી પહેલા વાણાના અઢારસો રૂપીઆ કાઢયા. બે વેવાઇઓનાં દીલ અન્યોઅન્ય પ્રત્યે ખાટાં થયાં. શાન્તાને તેના પિતા ભાદરણ તો લઇ ગયા હતા, પણ મથુરભાઇએ સંદેશો મોકલેલો કે અઢારસો રૂપીઆ

ચુકવ્યા સિવાય બીજા વાણાની વહેલની આશા ના રાખતા. આમ કરતાં કરતાં ત્રણ વરસ વીતી ગયાં. શાન્તા ભાદરણ જ રહી. આવે અંતસમયે પણ તેડવા ન મોકલે તો વ્યવહારમાં ખોટું દેખાય, એટલે મથુરભાઇએ શાન્તાને તેડવા ભાદરણ મોકલેલું.

શાન્તા ઘરમાં પેઠી અને ડોકટર બહાર નિકળ્યા. ઘરમાં પેસતાં જ તેના હ્રદયમાં ફાળ પડી. તે ઘરમાં ગઇ. પુરુષોએ લુગડાંનો ઑથો કરી શાન્તાને ઓરડામાં જવા દીધી. ઘરનું ગમગીન વાતાવરણ જોઇ પોતાને માથે ઝઝુમતા દુઃખના વાદળની આગાહી તે સમજી ગઇ, સમયની ગંભીરતા તે સમજી ગઇ. પતિ સાથે તેને કંઇ પરિચય નહોતો થયો, છતાં ૧૮ વરસની ઉમરના પ્રમાણમાં તે ઠીક ઠીક સમજતી હતી. ઓરડામાં રહી આતુરતાથી, અંતદશાને અનુભવતા પતિના નિસ્તેજ મુખનાં દર્શન કરવા તે ફાંફાં મારતી હતી, પણ શાન્તાને તેના પતિ પાસે લેઇ જવાનું કોને સૂઝે? દૂર રહીને ડોકિયાં કરી સ્વામીના મુખનાં દર્શન કરતાં કરતાં હ્રદય ભરાઇ આવ્યું. આંખોમાંથી અશ્રુધારા વહેવા માંડી.

એટલામાં યુવાનને એક હેડકી આવી. કફની જાળને લીધે એક ઝોબો આવ્યો. શરીરે પરસેવાના ઝેબઝેબ વછૂટચા. આંખનો ડોળો થરડાયો. ગળું પડી ગયું. યુવાનનું શરીર અચેતન થયું. અચેતન પડેલા યુવાનના કાનમાં ત્યાં બેઠેલાં સગાંવહાલાં 'રામ, રામ, રામ, રામ,' પોકારવા લાગ્યાં. "હાય હાય દીકરા, તેં આ શું કર્યું!" એમ બૂમ મારી ગંગાબાએ છૂટે મોંએ રડવા માંડયું; માથું કુટયું, છાતી કુટી. મથુરભાઇ આંસુ સારતા ઉઠયા. બહાર જઈ હૈયાફાટ

પોક મૂકી. ઓરડાની અંદર તાકતી ઉભેલી શાન્તાને કાંઇ સૂઝ ન પડી કે શું કરવું? સાવ મૂઢ જેવી બની ગઇ, મુંઝાણી. તેનું માથું ભમવા લાગ્યું, તેના પગ ગગળી ગયા. શુધબુધ રહી નહિ, મૂર્છા આવી, ધબ દેઇને નીચે પડી. પરસાળમાં ઉભેલી કોઇ સ્ત્રીએ જોયું કે વહુને મૂર્છા આવી. અંદર જઇને તેને પંપાળવા માંડી. બસ, ખલાસ થયું! યુવાનનું શબ સ્મશાને ગયું. સગાંએ ખોરી ખોરીને બાળ્યું. ઘેર ખૂબ રડારોળ થઇ રહી. ખૂબ જોરથી કુટવાનું ચાલ્યું. શાન્તાને ઝીક ભરેલું રેશમી અંબર અને જણુસો પહેરાવી. એને વચમાં ઘેરીને રડકુટની ઝડીઓ ચાલી. શાન્તાને તો તાલભેર રડતાં પણ ન આવડે. ભવિષ્યમાં પોતાની ઉપર શાં શાં દુઃખડાં વરસશે તેનો ખ્યાલ પણ ન હોય, તો પછી તે બધાંનું સ્મરણ લાવી લાવીને પણ આંસુનું ઝરણું શી રીતે વહાવે? કાંઇ આંખનાં મૂળમાં તળાવડાં ભર્યાં હોય કે એની મેળે આંસુ આવ્યા કરે? એટલે ઉંધું જોઇ કાંઇ ભાગ્યા તૂટ્યા દુઃખના ઉદ્‌ગાર કાઢી રડવાનો પ્રયત્ન કરે! આ દૃશ્ય કરુણ હતું, દુઃખદ હતું, ગંભીર હતું. વાળંદણે શાન્તાને પકડી, તેને હાથે પહેરેલાં હાથીદાંતનાં બે અડધિયાં ભાગી નાખ્યાં. તેના ઉપર ઠંડા પાણીની ધારા ચલાવીને ન્હવડાવી. ભીને લુગડે તેને વચમાં રાખી પાછાં રડતાં કુટતાં સૌ ઘરમાં ગયાં. આમ યુવાન અંબાલાલની સ્મશાનક્રિયા સમાપ્ત થઇ. શાન્તાનું ચૂડાકર્મ સમાપ્ત થયું. અઢાર વર્ષની જે શાન્તા ઘડી પહેલાં સૌભાગ્યવતી હતી, તે હવે આ ક્ષણથી વિધવા ગણાઇ.

૨

શાન્તાએ સંસાર જોયો નથી. આ સંસારના અટપટા રંગ તેણે નિહાળ્યા નથી. તેને કાંઇ અનુભવ નથી. તેના જેવડી સાહેલીઓ વારંવાર સાસરે જઇ આવે, પોતાના જીવન-રસના અનુભવની મીઠી મધુરી વાતો કરે, તે સાંભળી શાન્તા કોઇ કોઇ વખત નિસાસા નાખે! “હું કેમ અભાગણી જન્મી છું! આ રસઝરણુમાં ડુબકાં મારવાનો પ્રસંગ મને ક્યારે પ્રાપ્ત થશે?” આમ છાનીછાની ઉદ્ગાર કાઢ્યા કરે ને તે ઉદ્ગારો હૃદયમાં જ વણફળ્યા સમાઇ જાય. કોઈ વખત સખીઓની વાતોથી પ્રેરાઇને પતિજીને પત્ર લખે! પતિજી અમદાવાદ કોલેજમાં ભણુતા હતા. તે મહાશયજીનો નિશ્ચય હતો કે ગ્રેજ્યુએટ ન થવાય ત્યાં સુધી એવા કોઇ ધાંધળીઆ વ્યવહારમાં પડવું નહિ. શાન્તાને તેના પિતાએ બહુ ભણાવી નહોતી. ગુજરાતી પાંચ ચોપડી માંડમાંડ ભણી હતી. એટલે ગાંડા ઘેલા અક્ષરથી ભાગી તૂટી ભાષામાં પત્ર લખ્યો હોય ને વળી તેમાં પત્ર લખતાં હૃદય ભરાઇ આવવાથી સ્નેહનાં વિયોગઅશ્રુનાં ટીપાં પડવાથી પત્ર છેકાયો હોય. એ જોઇ પતિજીને ચીડ ચઢે! “મૂઢ હશે મૂઢ, બોત જેવી લાગે છે. લખતાંયે આવડતું નથી!” આમ બબડી, પત્ર વાંચે ન વાંચે ને ફાડી ફેંકી દે. શાન્તા પતિ-જીના પત્રની રાહ જોયા જ કરે, પણ નિરાશ થાય. ભારે ઉત્કંઠાને ને તપને પ્રતાપે પતિજીનો પત્ર મેળવવા ભાગ્યશાળી થાય. હર્ષભેર પત્ર ખોલે, વાંચે: “સૌ. શાન્તા, તારા પત્રો મળ્યા. આ મેલાઘેલા પત્રો ન લખું તો સારૂં. મારૂં શરીર

સારૂં છે. લી. અંબાલાલના ઘટિત." શાન્તા આ લીટીઓ વાંચે, બીજી વખત વાંચે, ત્રીજી વખત વાંચે, એમ વાંચ્યા જ કરે અને એ પત્રને ખૂણે ખૂણે, લીટીએ લીટીએ અને અક્ષરે અક્ષરે જાણે કાંઇ શોધતી હોય તેમ જોયા કરે. પણ તેને આશ્વાસન મળે તેવું એક પણ પ્રેમનું બિંદુ તેમાંથી ન જડે. લૂકખા પત્રથી તેનું હૃદય સૂકાય અને ચીરાય. સ્નેહ અને વિયોગનાં અશ્રુઓના રસથી નિગળતા પત્રોના જવાબમાં આવો લૂકખો પત્ર! બિચારી શાન્તા હતાશ થાય! છતાં મૂર્તિપૂજક હિંદુ બાળા પત્રના ટુકડામાં પડેલા દસ્કત સામું જુએ, ચુંબન કરે, કાગળના ટુકડાને છાતી સરસો ચાંપે અને સ્નેહલાહવો મેળવવા પ્રયત્ન કરે. આમ છેલ્લાં ત્રણ વરસોમાં આવા અણમૂલા ત્રણ ચાર પ્રસંગોના લાહવા લેવા તે ભાગ્યશાળી થઇ હશે.

શાન્તાના દિવસો આશામાં ચાલ્યા જતા. વારંવારની નિરાશા તેને ચૂશી લેતી હતી, પણ તે નિરાશામાં છુપાઇ રહેલી આશા તેને જીવાડતી હતી. એવામાં આ કારમો પ્રસંગ ઉપસ્થિત થયો. આવી શાન્તાને, બીનઅનુભવી બિચારી શાન્તાને શું ભાન હોય! તેના બાપના ઘરની પાડોશમાં તેણે આવા જ બે ચાર પ્રસંગો જોએલા. તે જોતાં તેને બહુ લાગી આવેલું. તે ખૂબ રડી પડેલી. કોઇ પ્રસંગે હૃદયનાં આંસુઓથી દુઃખીને દિલાસો આપતી. એવું પોતાને દિલાસો આપનાર અહીં કોઇ હતું નહિ, ઘરના ઓરડાના અંધારા અને મચ્છરોના ગણુગણાટથી ગાજી ઉઠતા ખુણામાં તેને પેસવું પડ્યું. દિવસમાં બે વખત રડવાનો વિધિ ચાલે, તે સિવાય બાકીનો

દિવસ ઘુમટાથી મોં ઢાંકી ચૂપચૂપ ખૂણામાંજ બેસી રહેવાનું હોય. સાસુજી થોડી વાર સામી બાજુ બેસતાં હતાં, પણ એકેય શબ્દ બોલતાં નહોતાં. આમ નવ દિવસ વીતી ગયા.

તે દરમિયાન કાણમોકાણની ધમાલ ચાલી. દશમા દિવસની રાત્રે શાન્તાને પિયેરથી સ્ત્રીઓ અને પુરુષોનું ધાડું આવ્યું. શું કરવા આવ્યું? નિર્દોષ શાન્તાને આશ્વાસન આપવાને? ના તેના વાળ ઉતારવાને! અમાસની અંધારી રાત્રે બાર વાગે રોકકળ કરતું બૈરાંનું ધાડું આવ્યું. તેઓનું સામૈયું કરવાને અહીં પણ બધાં બૈરાં ભેગાં થયાં. કુટવાની હરીફાઇ ચાલી. આ સામસામી ખડી થયેલી ટૂકડીઓ વચ્ચે શાન્તાને ઘેરવામાં આવી. વચ્ચે બેસાડી શનારાત અસ્ત્રો અને લટપટિયું લેઇને આવ્યા. બાપદાદાનો ધંધો એટલે ત્યાં આવ્યા તો ખરા, પણ જે વાળે સૂર્યનાં દર્શન ભાગ્યેજ કર્યાં હશે, જે વાળ આજ સુધી ધૂપેલ અને આમળાના તેલથી મહેંકી રહ્યા હતા, નાની શાન્તાને રડતી છાની રાખવાને તેના પિતાએ જ્યાં હાથ મૂકી આશ્વાસન આપ્યું હતું, સ્વર્ગે સીધાવેલો તેનો પતિજ જ્યાં પોતાનો હાથ મૂકી શકે, જે વાળ ઉપર પરપુરુષનો પડતો હાથ મૂળથી કાપી કાઢી ફેંકી દેતાં પાટીદારે પાછું વાળી ન જોયુ હોય, જે વાળ પકડી સતી દ્રૌપદીનું અપમાન કરનાર દુ:શાસનના હાથ ભીમસેને કાપી નાખ્યા હતા, તે પવિત્ર વાળને હાથ લગાડતાં શનારાતનું હૈયું અચકયું, હૃદય ભરાઇ આવ્યું, આંખમાં આંસુના મોતીઆ બાઝચા. ત્યાંથી શનારાત ખસ્યા. તે રડતા ટોળામાંથી બહાર નિકળ્યા, આંસુ

લૂછ્યાં. એટલામાં શનારાતના નામની બૂમ પડી. શનારાત શું કરે? ધંધાની ગુલામી કાંઇ જેવી તેવી છે? "પાટીદારો આમ શું કરતા હશે? આ બિચારી ગરીબ ગાવડી ઉપર આ શો કેર!" આમ શનારાત મનમાં બબડ્યા. પણ આ સમય વિચારવાનો નહોતો. મૂગે મોંઢે કાર્ય કરવાનો હતો. તેમણે તૈયારી કરી. શાન્તાના માથાના વાળ પલાળ્યા. આજે અઢાર વર્ષ થયાં જામેલા વાળની જડ અને બાઝેલી જાળ કાઢવી કાંઇ સહેલી છે? પહેલાં જ્યારે સતી કરવાનો રિવાજ હતો ત્યારે સ્ત્રીને ચિતામાં પરાણે સૂવાડી, તેની છાતીએ લાકડાનાં ભારે ઠુણકાં મૂકી, ચિતા સળગાવતા. આ સમયે ઢોલ, નગારાં, તાછાં અને રણશિંગાંનો એવો ભયંકર અવાજ કરવામાં આવતો કે સતી થનાર બાઇ અગ્નિની જ્વાળાથી બળતાં થતી પીડાને કારણે બૂમબરાડા પાડે તે કોઈ સાંભળી શકે નહિ; તેમ અહીં પણ શાન્તાના વાળ ઉતારતાં થતી પીડાનો અવાજ કોઇ સાંભળી શકે નહિ, તે માટે રડકુટની ભારે ઝડીઓ જામી. આમ વાળ ઉતારવાની ક્રિયા પુરી થઇ. શાન્તાની મા, જે થોડા દિવસ પછી શોક વિત્યે પોતાના વાળને સુંદર રીતે હોળાવી તેમાં તેલ ધૂપેલ નાખી સેંથી પાડી, આરસીમાં જોઇ સેંથીની સીધી લીટીમાં લલાટે ચાંલ્લો કરી દેવદર્શને જવા ઉત્સુક થશે, તે પોતાની દીકરીના માથાનું મુંડન કરાવી ચાલી ગઇ! કોઇ વાત કરે કે 'છોકરાની ચેહ હજી તો હોલવાઇ નથી અને સામે પાંચ વર્ષની વહુ મુંડયે માથે બેઠી છે, ત્યારે ય તેલધૂપેલ નાખતાં શરમાતી નથી?' એ

બીકથી સ્વર્ગસ્થ ભાઇની માતા થોડા દિવસ થોભી જઇ, પછી આરસીમાં પોતાના સુંદર વાળ જોઇ મગરૂર થશે, તે પણ શાન્તાના વાળ ઉતરાવી થાકયાં પાકયાં એક બાજુ જઇને બેઠાં અને સુઇ ગયાં. પુરુષવર્ગને તો પડી છે જ શી? એ શા માટે પંચાત કરે કે આ શું થઇ રહ્યું છે? કયાં તેમના થોભીઆ ઉતરાવાના હતા? એ રાંડે ત્યારે તો લાગણી ખાતર પણ મોટેરાઓની મર્યાદાને લીધે ન ઉતારાય!

પણ આટલાથી કાંઇ બસ નથી. વૈધવ્ય એટલે સન્યસ્ત. શરીરના શણગાર ભાગ્યા, માથાનું મુંડન થયું, અને હવે ભગવું વસ્ત્ર ધારણ કરવાની ક્રિયા બાકી રહી. તે પણ શાન્તાનો વારો આવ્યો. બારમે દિવસે સ્વર્ગસ્થ ભાઇને નામે કોણ જાણે શા નિમિત્તે મિષ્ટાન્ન તૈયાર થયું, તેનાથી નાની ઉમરનાં બધાંય ભાઇબેનો જમવા આવ્યાં. આમ એક બાજુ જમવાનું તેડું થાય અને બીજી બાજુ આ ક્રિયા થાય. તેમાં પણ વાળ ઉતારવાની ક્રિયા પ્રમાણે વચમાં શાન્તાને બેસાડી તેને ઠંડે પાણીએ નવરાવી બૈરાં ફૂદી ફૂદીને કુટયાં. શનારાતની વહુએ ભાતવાળો સાલ્લો બદલાવીને શાન્તાને શેલું પહેરાવ્યું. બિચારી શાન્તાનો સૌભાગ્યદેવ ચાલ્યો ગયો, ત્યાર પછી તેના વૈધવ્યની સ્થાપનાની પૂર્ણાહુતિ આમ બાર દિવસમાં થઇ ગઇ. શાન્તા સૌભાગ્યવતી મટીને ગંગાસ્વરૂપ થઇ.

## ૩

કાળની શક્તિ અજબ છે. કાળના ઘસારાથી મોટા મોટા પર્વતો પણ ઘસાઇ ઘસાઇને રેતી રૂપે મહાસાગરમાં ઠરે છે. મહાસાગરની જગોએ રેતીનાં રણ થાય છે. પર્વતની જગોએ સાગર ઉલટે છે. કાળના ઘસારાથી કેવાં કેવાં મીઠાં મધુરાં સ્નેહસ્મરણો અને કટુ ઝેરવેર ઘસાઇને વિસ્મરણમાં લોપ થઇ જાય છે. કાળના ઘસારાથી દુઃસહ દુઃખોનું પણ વિસ્મરણ થઇ જીવને વિશ્રાન્તિ મળે છે. કાળનું આવું કારમું ઘર્ષણ ન હોત તો સંસારના જીવ સુખી ન હોત. જીવમાત્ર અસંતોષથી થતાં દુઃખ, શોક, ઝેર અને વેરથી ભરપૂર હોત. પણ કાળ પ્રાણપ્રિય આત્મજનનો વિયોગ ભૂલાવે છે ને વિયોગી જીવને શાન્તિ આપે છે. શત્રુઓનાં ઝેરવેર ભુલાવે છે અને તેમને મૈત્રીથી મેળવે છે. સુખીઓની સુખદશા ભુલાવે છે અને વર્તમાન દશામાં તેમને સંતોષ આપે છે.

વિધવા બેન શાન્તાને વૈધવ્ય પ્રાપ્ત થયાં ઘણા દિવસો વીતી ગયા. ગંગાબા સ્વર્ગસ્થ પુત્રને દરરોજ યાદ કરીને છેડો વાળતાં હતાં, તેને બદલે હવે તેમણે કોઇ કોઇ પ્રસંગે જ છેડો વાળવાનું રાખ્યું. રાંધેલામાં ઘીનો છાંટો નહોતાં લેતાં તે હવે લેવું શરૂ કર્યું. ખડકી બહાર ડોકિયું નહોતાં કરતાં તે હવે કરવા માંડયું. પેલી શાન્તાએ હવે બીતી હરણીની પેઠે જરૂર પડે ત્યારે ઘરના ભાગમાં આમ તેમ નજર નાખી સાવચેતીથી ફરવા માંડયું. તેને ઘરનો પરિચય નથી, ઘરના કામકાજની વ્યવસ્થાનો પરિચય નથી, એટલે તેને

કાંઇ સૂઝ પડે નહિ. ગંગાબાને પુત્રમરણનો ઘા આજ સુધી તાજો હતો. કાળના પ્રભાવથી તે ઘા રૂઝાયો હતો. શાન્તા પ્રત્યે સાસુજીનો સ્નેહ તો શાનો હોય? પરિચય વિના સ્નેહનો અંકુર શેનો? પણ શાન્તાની પ્રત્યે જે દયા-ભીની નજર આજ સુધી રહેલી, તે પણ દિનપ્રતિદિન ઓછી થતી ગઇ. ગંગાબા તો પાછાં વ્યવહારના ચક્કરમાં પડ્યાં. પુત્રમરણ સંબંધેની કુણીકુણી લાગણીઓ બૂઠી થઇ, એટલે શાન્તા જેવા અપરિચિત અને બીનઅનુભવી બાળકથી કાંઇક ભૂલ થાય કે તુરત તેની હાજરી લેવાય. તેની ખૂંચો નિકળે. "આ પૂંજો કાઢવાનો કેમ રહી ગયો? દળણું તો બીલકુલ છે નહિ. આખો દિવસ ઓરડામાં બેસી રહીને શું કામ છે? જરા ઢેકો નમાવોને, આ લોટ તો ભડકા જેવો રહ્યો છે." આમ ચઢતી ભાંજણી શરૂ થઇ.

એક દિવસ પરસાળમાં શાન્તા એકલી બેઠી હશે. પાછલી બારીએથી ઓરડામાં વાંદરૂં પેસી ગયું. કોઠી ઉપર ગોળની માટલી મૂકી હશે, તેની ઉપરનું ઢાંકણું ઉઘાડીને વાંદરે ગોળ ખાવા માંડયો. શાન્તાએ જાણ્યું. અંદર વાંદરાને જોયું, નસાડવા પ્રયત્ન કર્યો, પણ વાંદરૂં દાંતિયાં કરી સામું થયું. બારણા પાછળ પડેલું સાંબેલું લેઇ શાન્તાએ વાંદરા તરફ ધર્યું. વાંદરૂં ત્યાંથી નાઠું, પણ નાસતાં નાસતાં પગની ઠેસથી ગોળની માટલી નીચે પાડી દીધી. માટલી ભાગી ગઇ, ગોળ વેરાયો. શાન્તા સાંબેલું તેની જગાએ મુકી ગોળ ભેગો કરવા મંડી. એટલામાં બહારની ખડકી પાસેથી ગંગાબા ધબાકો સાંભળી દોડતાં આવ્યાં. "શું થયું? શું પાડયુ?" આમ

ઝુમ પાડી અંદર આવી જુએ છે, તો ગોળની માટલીના ચૂરા થયા છે. વેરાએલો ગોળ શાન્તા એકઠો કરે છે. ગંગાબાએ ભવાં ચઢાવ્યાં. "વહુ, આ શું કર્યું?" "બા, મેં નાહે. એ તો વાંદરૂં પેસી ગયું હતું. પરસાળમાંથી હું અંદર આવી ત્યારે વાંદરૂ ગોળ ખાતું હતું. મારી સામે થયું, સાંબેલું લેઇને હું તેને નસાડવા ગઇ. વાંદરૂ ખીજાતાં માટલીને ઠેસ મારી નીચે પાડી નાખીને નાસી ગયું." ગંગાબા શાન્તાની આ સાચી વાત સાંભળી ઘુરક્યાં. "છાની રહે! જુઠું બોલતાં લજવાતી નથી? ગોળની માટલી ઉણી થયાં કરે એમ હું રોજે જોઉં. પણ ખૂણામાં બેઠાં બેઠાં આ મેનારાણી ગોળ ખાયાં કરે, એટલે કેમ માટલી ઉણી ન થાય? ભાયડો માતાએ ગયાને તો હજી ચાર માસ થયા નથી ને ગોળના ભરકા શાના? ગોળ ખાઇ ખાઇને ભેંસ જેવી થઇ. મેં આવી નહોતી જાણી. મેં તો જાણેલું કે કાંઇ લાગણી વાળી હશે, પણ આ તો સાવ નઠોર! મને દયા આવતી હતી. બિચારીએ શું જોયું છે? બહારનું કોઇ જાણે નહિ તેમ હું રાંધેલું આપું, છાંટો ઘી આપું. બિચારી ક્યાં સુધી ભેડકું ખાય? ઘણીએ રાંડેલીઓ રાંડ્યા પછી છ છ માસ સુધી ખુણામાં બેઠી બેઠી ભેડકું જ ખાય. પણ આણે તો હદ વાળી." શાન્તા તો વૈધવ્યજીવનનું આ પ્રથમ પ્રવચન સાંભળી આભી બની ગઇ. બહુ હિમ્મત કરી બોલી: "બા, મેં ગોળ કોઇ દિવસ ખાધો નથી. આ માટલી વાંદરાંએ જ પાડી નાખી." શાન્તાનો બચાવ સાંભળી ગંગાબા દાંત પીસી તડુક્યાં: "હા હા, હરિચંદની બેટી તો! અહીં ગોળ ખાવા

તારો માંટી આવ્યો હશે? જૂઠું બોલીશ નહિ. હજી તો નાની છે, છતાં આમ જુઠાં બોલી કેટલાંયે પાપ કર્યાં હશે. તારે બાપે સાવ જુઠી જ ઉછેરી. ગળે નખ દેઇ મારી નાખી હોત તો નિરાંત થાત, કે તારે પાપે મારા ઘરમાં આ માંકણુ ન મંડાત, તારા પાપના છાંટા મારા છોકરાને ન ઉડત. ઘરમાં તારાં પગલાં પડતાંજ મારો છોકરો મૂઓ, જાણે કે ઘરમાં ડાકણુ પેઠી!"

શાન્તાએ એક બાજુ ઉભી રહી બધું સાંભળ્યા કર્યું. શું જવાબ આપે? આવું બધું સાંભળવા એ કદી તૈયાર નહોતી. તેને સ્વપ્ને પણુ ખ્યાલ નહોતો કે નિર્દોષને પણુ આવું કહેનાર કોઇ મળે છે અને તેને તે સાંભળી રહેવું પડે છે. તેના ઉપર જે શબ્દપ્રયોગ થયા, જે વાક્પ્રહાર થયા, તે મૂગે મોંઢે અને થરથરતે હૃદયે સાંભળી રહી. "મારૂં પાપ! મારે પાપે તેમનો દીકરો—મારો પતિ મૂઓ! હું ડાકણુ! અરે પ્રભુ, હું આ શું સાંભળું છું? મેં કાંઇ પાપ નથી કર્યાં. મને પાપપુણ્યની ખબર નથી. પ્રભુ, તું મારો સાક્ષી છે કે મેં કાંઇ પાપ કર્યાં નથી. પણુ આ શું? હાય મારૂં શું થયું?" આમ નિસાસો નાખી શાન્તા રડતી રડતી બાજુએ ઉભી રહી, ગંગાબા ગોળ બધો એકઠો કરી બીજા વાસણુમાં ભરી લેઇ બહાર નિકળ્યાં. હવે તો વાત ચાલી. ચોવીસ કલાકમાં તો મહેલ્લાની બધી સ્ત્રીઓએ જાણ્યું. ધીમે ધીમે તો આ વાત શાન્તાના પિયેરમાં પણુ પહોંચી. ગંગાબાએ રાતની વાળુ વખતે મથુરભાઇને પણુ કહ્યું. મથુરભાઇ ચૂપ તો રહ્યા, પણુ મનમાં ધુંધવાયા. પોતાને માટે થતી

જુઠી વાતને વિચાર કરી શાન્તા તો રોયા જ કરે. સાસુજી જાણે તો કહે, કે "તાગું કરી મને ઓશિયાળી બનાવતી હશે." આમ દિવસો પસાર થાય અને પગપાયા વિનાનું નવું નવું કાંઇક જાગે. પણ એટલેથી પતે તેમ નહોતું, શાન્તાના નશીબમાં હજી બહુ સહન કરવાનું હતું.

એક દિવસ શાન્તા મેડાના ઓરડાની પાછલી બારીએ ઉભી હતી. આ બારી નીચે અગાશિયું મૂકી કાશીભાઇના ઘરની બારી પડતી હતી. કાશીભાઇની દીકરી ચંચળ શાન્તાના પિયેરમાં પરણાવેલી. શાન્તાએ તે બેનને ત્યાં ઉભી રહેલી દીઠી. બન્નેએ વાતચિત કરવા માંડી. સામી બાજુ તેજ ઓળમાં નજીકના ઘરની બારીમાં એક ભાઇ બેઠા બેઠા પુસ્તક વાંચતા હતા. શાન્તાને તેનો ખ્યાલ પણ નહોતો. વહુ ઉપર કોઇની સાથે વાત કરે છે, એમ જાણી સાસુ મેડે ચઢયાં. દાદરે સાસુને ચઢતાં જાણી શાન્તા બારીએથી ખસી. પેલાં બેન પણ ગંગાબાના સ્વભાવથી જાણીતાં, એટલે ત્યાંથી ખસી જઇ બારી વાસી ચાલ્યાં ગયાં. સાસુજી ઓરડામાં પેઠાં. "કોની સાથે વાતો અને દાંતકીઠીઆ માંડયા છે?" શાન્તાએ ધ્રુજતે હૃદયે કહ્યું કે "સામી બારીએથી ચંચળ-બેને મને બોલાવી હતી." ગંગાબાએ બારીએ ડોકિયું કરી જોયું, પણ સામી બારી વાસેલી દીઠી અને બીજા ઘરની બારીએ પેલા ભાઇને વાંચતો જોયો. ખલાસ થયું! ગંગા-બાનો મિજાજ ખસ્યો. દાંત પીસ્યા, કાંઇ બોલ્યાં નહિ. બારી બંધ કરી, નીચે ઉતર્યાં. શાન્તા તો ધ્રુજ્યાં કરે. આ ધુંધવાએલા દુમાટને પરિણામે પ્રભુ જાણે કેવો કુશળધાર

વરસાદ તૂટી પડશે? ગંગાબાના પેટમાં ડુમાટ વધ્યો. તેનો કેટલોક ઉભરો ભેંસ દોહતાં તેની ઉપર કાઢચો. પોતાના દીકરા ચુનીભાઇ ઉપર કાઢચો. એટલામાં મથુરભાઈ વાળુ કરવા આવ્યા. પાટલે બેઠા. દૂધ રોટલા ને શાક પીરશીને ગંગાબાએ બાજુએ બેસી સંધ્યાકાળનું પ્રવચન કરવા માંડયું:

"કાલે સવારની ગાડીએ હું કરમસદ જઉં છું, તો શનારાતને કહી આવજો કે તે મને મુકવા આવે."

મથુરભાઇએ જવાબ આપ્યો, "તારાથી હમણાં શી રીતે જવાશે? હજી વહુ તો અહીં છે. તે ભાદરણ જાય ત્યાર પછી તારે જવાનું ને?"

"ના, હું તો કાલે જ જઇશ. લોકોની વાતો મારાથી ન સાંભળાય. તમારી વહુ તો રાંડી એટલે સાપનો ભારો થઇ પડી છે. તેને સાચવીને કયાં બેસી રહું? એ ગમે તેમ વર્તે અને કાંઇ કહું તો હું રાંડ ભૂંડી ઠરૂં, કે રાંડેલી વહુને દુઃખ દે છે. હું મારી મેળે જઉં એટલે મારે ન દેખવું, ન દાઝવું. હું ત્યાં જઇને બેસીશ એટલે ભલેને તે ગમે તેની સાથે દાંતઠીઠીઆ કરે કે ચાળાચસ્કા કરે. આજથી આમ કરવા માંડયું છે, તો દહાડા જતે શું નહિ કરે? તમારૂં નાક મૂળમાંથી વાઢીને કોરે મૂકશે."

"પણ થયું શું?" મથુરભાઇએ ખાતાં ખાતાં પૂછ્યું.

"નશીબ મારૂં અને તમારૂં! રડયો મુઓ તો માતાએ ગયો, પણ પાછળ આ બલા કયાં મુકતો ગયો?" એમ બોલી ગંગાબા રડવા લાગ્યાં. ઓરડામાં બેઠેલી શાન્તા આ

સાંભળીને આભી બની ગઇ. હજી આગળ શું આવવાનું હશે? એટલામાં મથુરભાઇ ચીડાઇને બોલ્યા: "પણ રડયા વિના કહેને કે છે શું?" "મારી તો જીભ ઉપડતી નથી. શું કહું? મેડે ઓરડાની બારીએ રહીને પેલા ભલાભાઇના છોકરા સાથે તમારાં વહુ હાંતઠીઠીઆ અને ચાળાચસ્કા કરતાં હતાં." શાન્તાએ વળી આ નવું તૂત સાંભળીને નિસાસો નાખ્યો. તેનું હૃદય કંપી ઉઠયું. ગંભીર આરોપ તેનાથી કેમ સહન થયો જાય? તેણે બચાવ કરવા પ્રયત્ન કર્યો. ત્યાં ચુનીભાઈ બેઠા હતા, તેમને બોલાવીને કહ્યું કે "બાપાને કહો કે એ બધું જૂઠું છે. પાછળની બારીએ ચંચળબેનની સાથે હું વાત કરતી હતી. મેં બીજા કોઇને જોયો નથી. ચંચળબેનને પુછી જુઓ."

ગંગાબા ઉછળ્યાં "હા, હું જૂઠી? હું જૂઠી? આ પાશેરની વહુ મને જૂઠી પાડે છે. મેં જાતે જોયું છે. સામી બારીએ તો કોઇ નહોતું. બારી બંધ હતી, પેલો ભલાભાઇનો છોકરો તો તેની બારીએ બેઠો હતો. અને બિચારી ચંચળ હાજી હા ના પુરે તો જાય કયાં? કાલે ઉઠીને તેને તો સાસરામાં પોતાનો સતાસ કરવો છે." મહાપરાણે શાન્તાએ ધીમે સાદે રડતાં રડતાં ચુનીભાઇને કહ્યું કે "બાપાને કહો કે મેં તો કોઇને જોયો નથી. અને ચંચળબેન સાથે જ હું વાત કરતી હતી. મારા ભાઇના સમ, મેં ત્યાં ચંચળબ્હેન સિવાય કોઇની સાથે વાત કરી હોય તો."

ગંગાબા તડૂકયાં: "છાની રહે, અહીં તો મારો છોકરો માર્યો, હવે તારા બાપને ઘેર બાકી છે એટલે તેનું સત્યા-

નાશ વાળ. તારો ભાઈ મરે તેમાં તારે શું? તારા બાપની કે સસરાની આબરૂની તને શી પરવા છે?" મથુરભાઇ તરફ નજર કરી કહ્યું: "જુઓ, હું તો ચોકખી વાત કહું. આ ચોકઠામાં પેઠી ત્યારથી મેં આ ઘરની આબરૂ રાખી છે. આ ઘરની આબરૂ જતી મારાથી નહિ જોવાય. એને પિયેર જઇને ગમે તેમનો નાચ નાચવો હોય તે નાચે. અહીં મારાથી તેને નહિ સચવાય. પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાઇ આવે. બહાર ઉઘાડે મોંઢે ફરવાનું નહિ રહે. કાલે જ કાગળ લખો કે તેને તેનો બાપ તેડવા મોકલે. બીજું બધું સહ્યું જશે, પણ તમારૂં અને તેના બાપનું નાક કાપશે તે સહ્યું નહિ જાય." મથુરભાઇએ સાંભળ્યું. ખાઇ રહ્યા, ઉઠ્યા. વિચાર્યું કે ગમે તેમ હોય પણ વહુ તેને પિયેર જાય તેજ સારૂં છે. બીજું તો કાંઇ નહિ, પણ ઘરમાં શાન્તિ તો રહેશે. બીજે દિવસે મથુરભાઇએ ભાદરણ શાન્તાના બાપને કાગળ લખ્યો, કે "શાન્તાને તેડવા મંગળવારને દિવસે માણસ મોકલજો. પહેલી ગાડીમાં તમારો માણસ નહિ આવે, તો બીજી ગાડીમાં અહીંના માણસ સાથે તેને મોકલી દેઇશું." આવો ટુંકો મર્મભેદી પત્ર વાંચી શાન્તાનાં માબાપ વિમાસણમાં પડયાં, કે "શું હશે? એકદમ કેમ?" પણ માણસ તો મોકલવું જ. મંગળવારની સવારની ગાડીમાં માણસ ગયું. શાન્તા વળતી ગાડીમાં રડતી આંખે અને રડતે હૃદયે ભાદરણ ગઇ.

વિધવા થયા પછી લાંબી મુદત સુધી સ્રીને સાસરામાં રહેવાનું હોય છે. પણ આ તો છ જ માસમાં શાન્તાને પિયેર તેડી લેવાનો કાગળ જાણી શાન્તાનાં પિયેરિયાં ગૂપચૂપ વાતો કરે. છેલ્લા બે માસથી વાતોના કાંઇ કાંઇ વાવડિયા આવતા હતા, તે સાંભળી શાન્તાનાં માતા કાશીબા બળીને કોયલો થઇ ગયાં હતાં. "દીકરીને સાસરામાં નાહક વગોવે છે. તેની સાસુ તેને નાહક કનડે છે." એમ ઘણી વખત ઉદ્‌ગારો કાઢતાં. અને તે બધું સંભાળી, સ્વર્ગસ્થ જમાઇના મૃત્યુથી પોતાની દીકરીની કેવી દુર્દશા થઇ છે અને ભવિષ્યમાં કેવી થશે તેનો વિચાર કરી કરીને કાશીબા છેડા વાળતાં. શાન્તાના ભાઇ મણિભાઇની વહુ કમળા આ બધું જાણી કાંઇ કાંઇ છુપું છુપું હરખાતી. સરખે સરખાં બેસે ત્યારે તે વાત છેડે અને ધીમે રહીને બોલે, કે "ઘણી ઘણી વાતો અહીં આવે છે. શંકરકાકાના મગનભાઇની વહુ પરમ દિવસે આવી તે કાંઇનું કાંઇ કહેતી હતી. આખું નડિયાદ હીલોળે ચઢયું હતું. દોઢ વાંક સાસુનો, તો અર્ધો વાંકેય તેમનો તો હશેને? અહીં માએ બહુ લાડ લડાવ્યાં હતાં, બહુ મોંઢે ચઢાવ્યાં હતાં. મા બધું સાંખે, પણ સાસુ કાંઇ સાંખી રહે? અને બાંનબાની જીભેય ક્યાં કબજે રહે તેમ છે? પણ આપણે શું કરવા કહીએ? હમણાં જ રાંડયાં અને કાંઇ કહીએ તો આપણો દોષ નિકળે કે રાંડેલી છોડીની વાત કરે છે. પણ બધું યે માઝામાં સારૂં." શાન્તાના પિયેરમાં પણ આમ મંગળાચરણ પ્રથમથી જ મંડાએલાં.

શાન્તા પિએર આવી ને તે નિમિત્તે રોવાકુટવાનો બૈરક વિધિ થઇ ગયો. સૌ પોતપોતાને ઘેર ગયાં. ઓરડામાં શાન્તા અને તેની મા બે જ રહ્યાં. માને પોતાની પાસે એકલી બેઠેલી જોઇ તેની પાસે જઈ તેના ખોળામાં માથું નાખી શાન્તાએ હૈયાફાટ રોવા માંડયું: "કાશીબા હાય, આ શું થયું! મારૂં નશીબ ફૂટી ગયું. ભલા ભગવાને મને કેમ જીવતી રહેવા દીધી?" શાન્તાએ રડતાં રડતાં આવા ઉદ્ગારો કાઢી માથું કુટયું. કાશીબાએ શાન્તાના હાથ ઝાલ્યા, છાતી સરસી દાબીને ડૂસકાં ભરતાં ભરતાં બોલ્યાં, "બેન, અમારાં પુણ્ય પરવારી ગયાં, એટલે અમારે નશીબે તારાં દુઃખ જોવાનાં રહ્યાં. આવો દિવસ ભલા ભગવાને શીદ આણ્યો?" આમ થોડો સમય ચાલ્યું, પછી શાન્તિ થઇ. એવામાં આંસુભીની આંખે શાન્તાના પિતા પરશાળમાં પેઠા. ત્યાં જ ઉભા ઉભા પૂછ્યું, કે શાન્તાનું શરીર સારૂં છે ને? કાશીબાએ પરાણે જવાબ આપ્યો: "ક્યાંથી સારૂં હોય! છોડી તો અરધી થઇ ગઇ છે!" એટલું સાંભળી શાન્તાના પિતા મોતીભાઈ બેઠકમાં જઇને બેઠા. રાત્રે પરાણે શાન્તાને તેની માએ ખવડાવ્યું. "ગએલું માણુસ પાછું આવતું હોય તો બધાં ય ના ખાઇએ, ભૂખે મરીએ, આપણો જીવ આપીએ. પણ તેથી શું વળે?" એમ કહી માએ દીકરીને આશ્વાસન આપ્યું. આમ દિવસ પુરો થયો અને પછીના દિવસો પણ તેવી જ રીતે વીતવા લાગ્યા.

થોડા દિવસ પછી શાન્તાએ ઘરમાં ફરવા માંડયું. દુઃખનું, ગઇ ગુજરીનું વિસ્મરણ થવા માંડયું. વિકરાળ

કાળે કુળી કુળી લાગણીઓ ભૂંદી કરી દીધી. કહેવાતાં હિંદુ શાસ્ત્રોમાં વિધવાને અધમ અને અપશુકનિયાળ ગણી છે. હિંદુ સમાજમાં લોકો વિધવાને પાપી, કમનશીબ અને શંખણી ગણે છે. શાન્તાની માના હૃદયમાં પણ પોતાની દીકરી વિષે આવા આવા તર્ક દાખલ થયા. આજ સુધી શાન્તાને ઉઠાડીને તેને માથે વાત્સલ્યભાવે હાથ ફેરવતાં હતાં, તેને બદલે હવે ઉઠીને તુરત શાન્તાનું મોં જોવાને બદલે ભીંતે ટાંગેલી શ્રીનાથજીની છબિનાં દર્શન કરતાં. ભૂલેચૂકે અકસ્માત કોઇ દિવસ ઉઠતાંજ શાન્તાનું મોં જોવાઇ ગયું હોય, તો આખો દિવસ હૃદયમાં એમ થયા કરે કે ઉઠતાં જ અપશુકન થયા છે, એટલે કાંઇ બિગાડ થશે અગર કાંઇ માઠા સમાચાર મળશે; વગેરે વગેરે મનમાં ગોટાયા કરે. શાન્તાનો મોટો ભાઇ મણિભાઇ બહાર કાંઇ કામે જવા નિકળે અને શાન્તા સામી મળે, કે તુરત શાન્તા પણ સંકોચને લીધે પાછી વળી બાજુ ઉભી રહે અને મણિભાઇ પણ પાછા વળી પાણી પીએ. શાન્તા કોઇની સાથે બોલતાં હસે કે તુરત કાશીબાના કાન ખડા થાય અને તે કોની સાથે હસે છે તે જુએ. શાન્તા જતી હોય તો તેનાં પગલાં ગણે, અને વારે ઘડીએ નડિયાદથી શાન્તા વિષે જે ગપગોળા આવેલા તેનું સ્મરણ બધાંને થયા કરે. ખડકીને બારણે શાન્તા પોતાની મા સાથે ઉભી હોય અને ત્યાં થઇને કોઇ જુવાન જતો હોય, તો શાન્તાને તેની મા તુરતજ ઘરમાં કાઢી મૂકે. પરસાળમાં લટકાવેલા આયનામાં ભૂલેચૂકે શાન્તાએ જોયું હોય, તો તેની મા તુરત

કહે કે "કેમ ભાન નથી રહેતું? આયનામાં શું જોવું હતું?" આમ રોજ રોજ કાંઇ કાંઇ બન્યાં કરે અને જેમ જેમ દિવસો પસાર થાય તેમ તેમ શાન્તાના નિર્દોષ જીવનમાંથી વધુ ને વધુ ખૂંચો નિકળ્યાં કરે.

શાન્તા નાનપણમાં જે સાહેલીઓ સાથે રમેલી અને મોટી થતાં જેમણે સ્નેહજીવનનાં સ્વપ્નાંની વાતો કરેલી તે ઘણી વખત શાન્તાની પાસે આવે. જ્યારે આવે ત્યારે જુદી જ સાડી પહેરેલી હોય, નવો જ અલંકાર પહેરેલો હોય, નવેસરથી જ લલાટે ચાંલ્લો કર્યો હોય અને અવનવાં રસઝરણાં હૃદયમાં વરસાવતી હોય. આવી સાહેલીઓનો સહવાસ શાન્તાને દુઃખી કરવા લાગ્યો. તેના હૃદયમાં આ બધું જોઇ તીવ્ર વેદના થવા માંડી. દરેકને અપશુકનિયાળ માલુમ પડતી. જેનું હરેક પગલું શંકાની દૃષ્ટિએ જોવાય, એવી શંકાશીલ જીવનવાળી, સંસારની ઓશિયાળી અને શંખણી ગણાતી શાન્તા આ બધું જોઇ વિચારી એકાન્ત મળે ત્યારે ખૂબ રડે. મુક્ત કંઠે બોલાય નહિ, મુક્ત હાસ્યે હસાય નહિ, નિર્દોષ દૃષ્ટિથી પણ કોઇની સામે જોવાય નહિ, કોઇને સારે નરસે પ્રસંગે હાજર રહી આનંદ લેવાય નહિ.

આ દુઃખદ દશામાં શાન્તાના બાર માસ પિયેરમાં વીતી ગયા. એવામાં ન છૂટકે તેના નાના ભાઇ વિઠ્ઠલનું વેવિશાળ કરેલું, તેના લગ્નમુહૂર્તનું નક્કી થયું. શાન્તાને નાનો ભાઇ વિઠ્ઠલ બહુ વહાલો હતો. તેના લગ્નના

દિવસો નજીક આવ્યા, પણ તેમાં શાન્તાને શું? તેને તો ઘરમાં રહીને વૈતરૂંજ કુટવાનું! આ શુભ પ્રસંગને નિમિત્તે આજુબાજુનાં બૈરાં ઘરમાં આવે અને મંગળ ગીતો ગાય, ત્યારે શાન્તાને તો દૂરજ બેસવાનું. એમ કરતાં માંડવામુહૂર્ત અને ગ્રહશાન્તિ થયાં. એક બાજુ વાજાં વાગતાં હોય, બીજી બાજુ મંગળગીતો ગવાતાં હોય, ત્રીજી બાજુ બ્રાહ્મણો મંગળસૂત્રો ભણી ધર્મવિધિ કરાવતા હોય, ચોથી બાજુ ગોળ અને ખારેકસોપારી વહેંચાતાં હોય, ત્યારે વિધવા શાન્તા મેડે એકાન્તે ઓરડામાં જઇને રડતી હોય. "હે પ્રભુ, મારી આવી દુર્દશા તેં કેમ કરી? મેં ગયા અવતારમાં શાં પાપ કર્યાં હશે? મને હજી તેં કેમ જીવતી રાખી છે?" વગેરે વગેરે ઉદ્‌ગારો અને નિસાસા સાથે અશ્રુપાત કરતી બેઠી હોય.

શાન્તાના ભાઇ વિઠ્ઠલને આજે ઉઘલવાનું હતું. તેનું લુણ કોણ ઉતારે? શાન્તા તો વિધવા! તેનાથી ના ઉતારાય. કુટુંબમાંથી ત્રીજી પેઢીએ ગણાતી એક બેનને લુણ ઉતારવા બોલાવી. ભાઇ વિઠ્ઠલના ઘોડાની લગામ પકડી કાંઇ શાન્તાથી ઉભું રહેવાય? તે પણ ભાડુતી બેને લગામ પકડી, તેને પાંચ રૂપીઆ આપી રાજી કરી. ભાઇ પરણીને કન્યા સાથે ઘેર આવ્યો, ત્યારે નૂતન વરવધૂને રખેને અપશુકન થાય એવા ભયથી તે મેડેજ ચઢી ગઇ.

આમ હડધૂત થતી શાન્તાના દિવસો આનંદહીન ને રસહીન દશામાં પસાર થવા માંડયા. એવામાં કાળબળે તેનાં બા કાશીબા

ગુજરી ગયાં. જ્યાં સુધી કાશીબા હતાં, ત્યાં સુધી કોઇની મગદૂર નહોતી કે તેને કોઇ કાંઇ કહી શકે. પણ માના મૃત્યુ પછી શાન્તા ભોજાઇને પાલવે પડી. તેની રાહુની દશા બેઠી. વળી પાછી શાન્તા સાપનો ભારો થઇ પડી. માબાપને, ભાઇઓને અને કુટુમ્બને હવે લાંછનરૂપ થઇ પડી. બાપ અને ભાઇઓનાં નાક કાપનારી થઇ પડી. ભોજાઇ નવા નવા નૂકતા યોજ્યા કરે અને તેની જાહેરાત આપ્યાં કરે. આમ દરરોજના ક્લિષ્ટ વાતાવરણથી ભાઇ અને બાપના મનમાં પણ શંકા વસી, તેમની પણ વક્ર દૃષ્ટિ થઇ. હવે શાન્તા ક્યાં જાય? સાસરામાં સમાસ નથી, પીએરમાં પણ તેનાથી ભોંય ભારે મરે છે. તે સૌને આંખના પાટા જેવી અળખામણી થઇ પડી છે, પણ શું કરે? માબાપની વહાલી, લાલન-પાલનથી ઉછેરેલી, હજારો રૂપીઆ ખર્ચી હર્ષના ઉછાળામાં પરણાવેલી શાન્તા આજે વિધવા હોવાને જ કારણે ઓશિ-યાળી, અધમ, અપશુકનિઆળ, નીચકર્મી, પાપી અને શંખણી થઇ પડી છે. શાન્તા તો જે છે તે ને તે જ છે, તેનામાં કાંઇ હજી સુધી ફેર નથી પડ્યો. તેની વૃત્તિ, તેનો સ્વભાવ, તેનું શીલ, તેની મર્યાદા, તેના સદ્ગુણદુર્ગુણ જે બે વરસ પહેલાં હતું તેજ આજે પણ છે. ફક્ત ફેર એટલો જ છે કે શાન્તાને વિધવાનો પોષાક પહેરાવ્યો છે, તેના શણ-ગાર ઉતારી લેવામાં આવ્યા છે, તેના માથાનું મુંડન કરા-વવામાં આવ્યું છે. આટલો ફેર થયો છે તેટલામાં તેજ શાન્તાની આ અવદશા છે!

———*———

# વાહ રે વિધુર!

## ૧

કાન્તિલાલ પોતાના ઘરને મેડે પરસાળમાં કાંઇ વિચારમાં આંટા મારે છે. તેમનું મન અસ્થિર છે. વારંવાર રાજમાર્ગ ઉપર પડતી બારીએ ડોકિયાં કરી આતુરતાથી કોઇની રાહ જુએ છે. લાંબે સુધી નજર નાંખે છે, પણ નિરાશ થઇ પાછા વળી ફેરા મારે છે. જેમ જેમ સમય જાય છે, તેમ તેમ તેમની નિરાશા વધતી જાય છે. એવામાં છેટેથી તેમનો નાનો ભાઇ ચીમન ઉતાવળથી આવતો જણાયો. બારીકાઈથી નજર નાંખી તો તેના હાથમાં કાંઈ કાગળ જેવું જણાયું. કાન્તિલાલના હૃદયમાં આશાના અંકુર ફુટ્યા. તે ઉત્સુક થયા. બારીએ જ ઉભા રહ્યા. ચીમન ઉતાવળથી આવ્યો અને દૂરથી સંભળાય એવા મોટા અવાજથી હર્ષભેર કાન્તિલાલને વધામણી આપી: “ મોટાભાઇ! તમે પાસ થયા.” ઘરમાં પેસતાંજ “પિતાજી, મોટાભાઇ પાસ થયા. બા, મોટાભાઇ પાસ થયા.” આમ મોટાભાઈના બી. એ.માં પાસ થયાની વધામણી આપતાં આપતાં ચીમન મેડે ગયો અને કાન્તિલાલને તાર આપ્યો. કાન્તિલાલે તાર વાંચ્યો. તેમના આનંદનો પાર રહ્યો નહિ. ત્રણ વરસથી સીનિયર બી. એ.માં તેમનો ગજ વાગતો નહોતો. ચોથી પરીક્ષાએ પાસ થયા, આથી તેમના જીવનની બાજી પલટાઇ. હૃદયમાં જે ભવિષ્યની જીવનવ્યવસ્થા ગોઠવતા હતા તેની સફળતાનાં

તેમને કાંઇ ચિહ્નો દેખાયાં. તેમના પિતાશ્રી કાશીભાઇ એડે ગયા અને સંતોષપૂર્વક બોલ્યા, "બહુ સારૂં થયું, પ્રભુએ લાજ રાખી. કાન્તિભાઇ, હવે તું શો વિચાર કરૂં છું?"

કાન્તિલાલે મલકાતે મોંએ ઉત્તર દીધો: "આપ કહો તેમ કરૂં. મારી તો ઇચ્છા છે કે હું એલ.એલ. બી.નો અભ્યાસ કરૂં."

કાશીભાઇ કચવાતે હૃદયે બોલ્યા: "રહેવા દેને હવે, બહુ થયું. આપણા કુટુંબમાં કોઇ તારા જેટલું ભણ્યું નથી. એટલેથી જ સંતોષ રાખ. આજ સુધી તારો ખર્ચ આપ્યા કર્યો તે બહુ જ મુશ્કેલીથી. અને હવે તો દિનપ્રતિદિન રસ્તા બંધ થતા જાય છે. માટે હવે કાંઇક બીજો વિચાર કર. નોકરી મળે એવી તજવીજ કર."

કાન્તિલાલની પણ ઇચ્છા હતી કે આગળ ન જવું. એટલે પિતાજીના વિચારને માનભેર સંમત થઇ બોલ્યા: "નોકરી માટે તો મેં તજવીજ કરી છે. મારા મિત્ર ગોરધનભાઇને અમદાવાદ લખ્યું છે. ત્યાંની એક બે ખાનગી હાઇસ્કૂલમાં જગો ખાલી છે. હું પાસ થાઉં એટલે મારે તુરત અમદાવાદ જવું, એવો તેમનો કાગળ હતો."

કાશીભાઇ ઉત્સાહપૂર્વક બોલી ઉઠયા: "ત્યારે તો રાહ કોની જોવાની? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે તો મોં ધોવા ય ન જઇએ અને મુહૂર્ત જોવા ય ન રહીયે; તુરત કપાળ ધરીએ."

બીજે દિવસે સવારની જ ગાડીમાં કાન્તિલાલે અમદાવાદ જવું એમ નક્કી થયું. સવારમાં વહેલા ઉઠયા. નાહી

ધોઇ પરવારી લલાટે કંકુનો ચાંલ્લો કરી, નાસ્તોપાણી કરી, માતાપિતાના આશીર્વાદ લેઇ સ્ટેશને ગયા. કાન્તિલાલ સવારની ગાડીએ અમદાવાદ પહોંચ્યા. સ્ટેશને ઉતરી ઘોડાગાડીમાં બેસી ગાડીવાનને સૂચના આપી, કે "ખાડીઆ તરફ હાંકો."

"સાહેબ બીજા પેસેન્જર લાવું ?" ગાડીવાળાએ પુછ્યું.

"નહિ, નહિ, મારે ઉતાવળ છે."

"તો સાહેબ આખી ગાડીનું ભાડું બાર આના થશે" ગાડીવાને કહ્યું.

"ભલે હાંક." કાન્તિલાલે રોફભેર કહ્યું.

ગાડીવાને ગાડી હાંકી. ખાડીઆના એક મકાન પાસે ગાડી આવતાં ગાડી થોભાવી. કાન્તિલાલ ઉતર્યા. ગાડીવાનને ભાડું આપી મકાનમાં પેઠા, દાદરે થઇ પહેલે માળે જતાં તેમના મિત્ર ગોરધનભાઇ એકદમ ઉઠીને મિત્રને ભેટી પડયા અને બી. એ.માં પાસ થયા બદલ અભિનંદન આપ્યું.

હમણાંજ ગોરધનભાઇના હાથમાં ક્રોનિકલ આવેલું અને બી. એ.નું પરિણામ જોતાં પોતાના મિત્રને પાસ થએલા જાણ્યા હતા. ગોરધનભાઇએ કાન્તિલાલ તરફ દૃષ્ટિ કરી કહ્યું: "હમણાં જ હું તારો વિચાર કરતો હતો કે કદાપિ સાંજ સુધીમાં તું આવીશ. ક્રોનિકલમાં પરિણામ જોતાં તારી ભાભીને વધામણી આપીને અહીં બેઠો, એટલામાં તું આવ્યો." ગોરધનભાઇ ત્યાંથી ઉઠી કાન્તિલાલનો હાથ પકડી મકાનના

પાછલા ઓરડામાં લેઇ ગયા. ગોરધનભાઇનાં વહુ એ બન્ને મિત્રોને આવતા જોઇને ઉભાં થયાં અને કાન્તિલાલના કુશળ સમાચાર પુછ્યા. અને પુછ્યું, કે "મારાં કુસુમ બેન તો સારાં છે ને?"

જમી પરવારી ગોરધનભાઇએ પુછ્યું, "હવે શું કરવું છે? હું ટયુટોરિયલ હાઇ સ્કૂલમાં નક્કી કરી આવ્યો છું. ત્યાં પાંચમા અને છઠ્ઠા ધોરણમાં ઈતિહાસના શિક્ષકની જગો ખાલી છે. તેના પ્રિન્સિપાલને ને મારે સારૂં ઓળખાણ છે. તેમણે મને વચન આપ્યું છે કે તે તારી નિમણુંક કરશે. માટે તારો નિશ્ચય થાય તો આપણે પહોંચીજ જઇએ. શા માટે વિલંબ કરવો?"

કાન્તિલાલે સંમતિ આપી, બન્ને મિત્રો ટયુટોરિયલ હાઇ સ્કૂલમાં ગયા. ઓફીસમાં પ્રિન્સિપાલ સાહેબને મળ્યા, વાતચિત કરી. કાન્તિલાલને જે કાંઇ પુછવું હતું તે પ્રિન્સિપાલે પુછ્યું. પોતાને સંતોષ થયો છે એમ જણાવી બે વાગ્યા પછી સ્કૂલ કમિટીના સભ્યોની મંજુરી લેઇને બીજે દિવસે નિર્ણય આપવાનું જણાવ્યું. બીજે દિવસે બન્ને મિત્રો ગયા અને નિર્ણય મળ્યો કે 'રૂા. ૬૦ના માસિક પગારથી ઈતિહાસના શિક્ષક તરીકે કાન્તિલાલની નિમણુંક કરી છે. કામ સંતોષકારક હશે તો છ માસ પછી રૂા. ૬૫ આપવામાં આવશે.' આ ખુશ સમાચાર સાંભળી બન્ને મિત્રો પ્રિન્સિપાલ સાહેબનો ઉપકાર માની ઘેર આવ્યા. આ આનંદદાયક વધામણીમાં દિવાળીબેને કંસાર જમાડયો. કયારે આવવું? કયાં ઘર રાખવું? એ બધું નક્કી કર્યું. ઘરની પણ શોધ

કરી. અને દર માસે સાત રૂપીઆના ભાડાથી ખાડીઆમાં જ ઘરનો એક મજલો ભાડે રાખ્યો.

બીજે દિવસે કાન્તિલાલ ઘેર ગયા. માતાપિતાને બધી વાત કરી. માતાપિતા કાન્તિલાલની હોંશિયારીથી પ્રીદા પ્રીદા થઈ ગયાં. કાન્તિલાલના ભાવ વધી ગયા. કાન્તિલાલની કુસુમ સમી કુસુમના આનંદનો પાર રહ્યો નહિ. એના કરુણાજનક કાલાવાલા પ્રભુએ સાંભળ્યા. રામજીની, ડાકોરજીની અને વળી અંબાજીની કાંઇ કાંઇ માનતાઓ માનેલી અને રાહ જોઇ બેઠેલી કે પોતાનો પતિ પાસ થાય, કોઇ શહેરમાં નોકરી મળે અને પોતાને પણ ત્યાં પતિ સાથે હમેશના વ્હાલસોયા સમાગમમાં રહેવાનું થાય. અને તે પ્રમાણે થયું. કાન્તિલાલે કુસુમ સાથે અમદાવાદ ક્યારે જવું તે કાશીભાઇએ જોશી કૃષ્ણારામ ગોઠીને બોલાવીને મુહૂર્ત જોવડાવી ચોક્સ કર્યું. ત્યાં શહેરમાં તો બધું મોંઘું મળે અને છતાં સારૂં મળે નહિ, એટલે લેઇ જઇ શકાય તેટલી સામગ્રી તૈયાર કરી. અમદાવાદ જઇને બધું વ્યવસ્થિત થાય ત્યાં સુધી ચીમને પણ કાન્તિલાલ સાથે જવું એવું નક્કી થયાથી ચીમન પણ રાજી થયો. આમ તૈયારી કરી મુકરર કરેલે શુભદિને કાન્તિલાલ પોતાની કુસુમને લેઇ અમદાવાદ ગયા. અમદાવાદ ગયા પછી તેમનું નવું ઘર સવે પડયું ત્યાં સુધી ગોરધનભાઇને ત્યાં જ એ રહ્યાં. એક અઠવાડિયામાં તો બધું સવે પડયું. કુસુમને જાણે નવું જીવન મળ્યું હોય એટલા ઉત્સાહથી એણે બધી વ્યવસ્થા કરી નાખી. કાન્તિલાલની ઉત્તમ સેવા બજાવી તેને પૂર્ણ

સંતોષ આપી અનેક સુખદ લાહવા લેવાની પોતાની ઇચ્છા હવે બર આવશે, એવી ખાત્રી તેને થયાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. આમ કુસુમ અને કાન્તિલાલે નવું ઘર માંડયું. હાઇ સ્કૂલમાં જવું, પોતાનું કામ કરવું, કાંઇ વાંચવું, મિત્રો સાથે આનંદ ભોગવવો અને વરઘેલી કુસુમને લેઇ એલીસ બ્રીજ ઉપર કે સાબરમતીની રેતીમાં ફરવા જઇ તેના સ્નેહભર્યા હૃદયનો લ્હાવો લેવો એવી, સ્વર્ગના દેવોના બાળકની દિનચર્યા જેવી નિર્દોષ અને સુખદ દિનચર્યા આપણા કાન્તિલાલની હતી. આમ આનંદમાં બે વરસ વીતી ગયાં.

૨

કાન્તિલાલ ખાડીઆમાં જ રહે છે. તેમનાં માતુશ્રી અને નાનો ભાઇ ચીમન અહીં આવ્યાં છે. અમદાવાદમાં આજ કાલ ઇન્ફ્લુઅંઝાનું જોર છે. વરઘેલી કુસુમ પણ તેમાં ઝડપાઇ છે. તે પથારીવશ હોવાથી કાન્તિલાલનાં માતુશ્રી અને ચીમન આવ્યાં છે. રોગ વધતો જાય છે. ડોકટર સાહેબની દવા ને સારવાર ચાલુ છે. છેલ્લા ત્રણ દિવસથી તો કાન્તિલાલે પણ રજા લેઇ કુસુમની પાસે જ રહેવા માંડયું છે. તેમનો મિત્ર ગોરધનભાઇ તથા તેમનાં પત્ની હરદમ આવ્યે જાય છે અને કુસમની સારવારમાં સહાયતા આપ્યે જાય છે. કાન્તિલાલનાં માતા જુના વિચારનાં હતાં, છતાં છોકરાના મનની લાગણી સામે જોઇ દબાએલાં હોય તેમ કુસુમની સારવારમાં મને-કમને પણ કાન્તિલાલને મદદ કરતાં હતાં. આમ બીજા બે દિવસ વીતી ગયા. કુસુમની

તબિયત વધારે ગંભીર બની. મુખમુદ્રા ઉપર નિસ્તેજતા છવાઇ ગઇ. આંખોનું તેજ ઘટી ગયું. શરીર રોગગ્રસ્ત અને અશક્ત થઇ ગયું. કાને કાંઇક બહેરાટ માર્યો. કુસુમે પણ માની લીધું કે તે હવે થોડા કલાકનીજ આ સંસારની અને પોતાના વહાલા પતિની મહેમાન છું. તેણે ભાગ્યે તૂટ્યે સ્વરે કાન્તિલાલ પ્રત્યે દયામણી દૃષ્ટિ કરી કહ્યું: "તમે....એ ....મારી....પાસે....આવોને! અહીં....ઇ બેસો....ને!" કાન્તિલાલનાં માતુશ્રી પોતાની મર્યાદા સચવાય એટલા ખાતર સમજીને ત્યાંથી ઉઠયાં. કાન્તિલાલ કુસુમના માથા પાસે બેઠો. કુસુમે મહાપરાણે પોતાનું માથું ઉંચકી કાન્તિલાલના ખોળામાં નાખ્યું. જાણે કે અલૌકિક આશ્વાસન મળ્યું હોય તેમ સ્નેહાળ, નિર્દોષ અને વરઘેલી કુસુમે છેવટનો આશ્રય પોતાના પ્રાણાધિક પ્રિય પતિની ગોદમાં લીધો. હાથ ઉંચા કર્યા, કાન્તિલાલે બે હાથ રૂપી જીવનની બે પાંખડીઓ પોતાને ગળે વળગાડી. કાન્તિલાલની આંખો આંસુથી ભીંજાઇ ગઇ. કુસુમે નિસ્તેજ દૃષ્ટિ પ્રિય પતિના મુખ પ્રત્યે ફેરવી, એકી ટશે જોઇ રહી અને પ્રિય પતિનાં, પોતાના જીવનસ્નેહનાં ધરાઈ ધરાઇને દર્શન કર્યાં. કાન્તિલાલે નિગળતાં ચક્ષુએ પ્રિય જીવનસખીના ગાલ ઉપર પડેલા પોતાના અશ્રુબિંદુને ચુમી લીધું. અને આમ સ્નેહમિલનનું છેવટનું ચુંબન પૂર્ણ થતાં કુસુમની આંખોનો ડોળો થરડાયો. તે અચેતન થઇ. તે મધુરી કુસુમની મધુરતા તેનો દેહ છોડી ઉડી ગઇ. ચુંબનને અંતે કાન્તિલાલે પોતાની પ્રિય સખીને પોતાના હાથમાંથી સરી ગએલી જોઇ. હૃદય ભરાઇ આવ્યું. મોટે

અવાજે રોઈ પડયો: "આ મારી કુસુમ!"

માસ્તરનાં વહુ મરી ગયાં એ વાત મહોલ્લામાં થઇ ગઇ. ગોરધનભાઇ આજે પોતાના કામ ઉપર નહોતા ગયા. તે તથા તેમનાં પત્ની બન્ને ઉતાવળથી આવ્યાં. "શું થયું? એટલી વારમાં? અમે ખાવા ગયાં એટલામાં?" પણ હવે કુસુમ કાંઇ તેમને જવાબ આપવાની હતી? ત્યાં જે હાજર હતું તે કુસુમ નહોતી, પણ તેનું શબ હતું. મહોલ્લાના દિલસોજ અને વહેવારીઆ લોકો જુદી ન્યાતના છતાં ભેગા થયા. શબને વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરવાની તૈયારી કરવા માંડી. એકાદ કલાકમાં તો 'રામ બોલો ભાઇ રામ' બોલતા કુસુમના શબને સ્મશાને લઇ ગયા અને અગ્નિસંસ્કાર કર્યો. કાન્તિલાલ, બિચારો કાન્તિલાલ કંગાળ થઇ ગયો. જાણે કે તેનું સર્વસ્વ હરાઇ ગયું હોયને, જાણે કે તેનું કાળજું કોઇએ કાઢી લીધું હોયને, તેમ તે શૂનમૂઢ થઇ ગયો. તેના મિત્ર ગોરધનભાઇ યુક્તિપ્રયુક્તિથી તેને ચેતનમાં લાવી મુકતા. આમ સાત દિવસ સુધી કાન્તિલાલ ગોરધનભાઇને ઘેર રહ્યા. દરમિયાન કાન્તિલાલનાં માતુશ્રી ચીમનને લેઇને ઘેર ગયાં.

કાન્તિલાલ નિશાળે જતા આવતા થઇ ગયા. વિદ્યાર્થીઓ પણ પોતાના સહૃદય શિક્ષકના દુઃખી હૃદયનો પાર પામીને સલુકાઇ ને સંકોચથી વર્તવા લાગ્યા. કાન્તિલાલે નોકરી ઉપર તો રહેવું જ જોઇએ, એટલે એવું ઠર્યું કે ચીમન પોતાની વહુ સાથે અમદાવાદ જાય. ચીમન અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતો, એટલે તેનો અભ્યાસ પણ કાન્તિલાલની દેખરેખ નીચે સારો થાય, અને ચીમનની વહુ મણિ રાંધી કરી ઘર સાચવે.

તે પ્રમાણે મણિ સાથે ચીમન અમદાવાદ આવ્યો. જે ઘરમાં કુસુમ મરી ગઇ તે ઘર ત્યજીને બીજા ઘરમાં વાસ બદલી ત્યાં રહેવા લાગ્યાં. કાન્તિલાલના દિવસનો મોટો ભાગ વિદ્યાર્થીઓ સાથે કે શિક્ષકો સાથે પસાર થતો. છતાં કુસુમનું સ્મરણ તેને વધારે પીડે નહિ, એ હેતુથી ગોરધનભાઇ કોઇ કોઇ વખત તેમને સીનેમામાં કે નાટકમાં લેઇ જતા. આમ દિવસો વિતવા માંડયા અને પાછું સૌ થાળે પડી ગયું.

૩

કહેવાય છે કે પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે. અગમ્ય આકાશમાં દેખાતાં હજારો અને લાખો બ્રહ્માણ્ડો ફરે છે. સકળ સંસાર ફરે છે. તેના સંજોગો ચિત્ર વિચિત્ર દેખાવ કરતા ફર્યા કરે છે, જ્યાં જળ ત્યાં સ્થળ અને જ્યાં સ્થળ ત્યાં જળ કરી બતાવે છે. લીલી છમ રસાળી ફળદ્રુપતાને ઉજ્જડ ખખ બનાવી મૂકે છે; અને ધગધગતા રેતીના રણમાં પણ લીલી લતાકુંજોમાં કોયલ અને મોરના ટહુકાનો ગુંજારવ સંભળાવે છે. આમ સમય સમયની બલિહારી છે. આ લીલા કોણ કરે છે? સર્વશક્તિમાન કાળ સર્વ કાંઈ કરે છે. તેના ઘસારામાં કશુંય ટકી શકયું નથી. તેનું કરવત, તેનો ઘસારો વજ્ર જેવા પહાડોને ઘસીને રજકણ બનાવે છે અને વસંતઋતુની વનલતાની કુમળી કુંપળો જેવી નાજુક લાગણીઓને પણ વજ્ર જેવી બૂઠી બનાવી દે છે. કાળે એ જ કારમું કાર્ય અહીં પણ કર્યું. વહાલી કુસુમનો વિયોગ કાન્તિલાલને દુઃખ દેવા લાગ્યો.

તેના તરફની સ્નેહલાગણીથી તેણે વિચારવા માંડયું કે તેની પાછળ મારે શું કરવું. પોતાની પાસે કુસુમનો એક નાનો ફોટો હતો, તેને મોટો ચિતરાવીને પોતાની બેઠકમાં ટાંગ્યો. સહૃદય કાન્તિલાલ કોઇ કોઇ વખત સ્નેહભરી લાગણીઓથી પ્રેરાઇને હૃદયની પ્રેરણાને કાવ્યનું રૂપ આપે. આમ 'વહાલી કુસુમ,' 'તે વનલતા,' 'વિરહવેદના,' 'છેલ્લું ચુંબન,' વગેરે કાવ્યો લખી નાખી 'વિસમીસદી'ના તંત્રી મહાશયને મોકલી દીધાં. આમ વિચારવિશુદ્ધિમાં દિવસો વીત્યા ને કાળનો ઘસારો અજાણપણે લાગવા માંડ્યો.

કાન્તિલાલ છેલ્લાં બે વરસ અમદાવાદમાં રહ્યા, તે દરમિયાન મહાત્મા ગાંધીજીના આશ્રમમાં ઘણી વખત ગએલા. તેમના ગામનો તેમનો એક બાળગોઠિયો મહાત્માજીના આશ્રમમાં આશ્રમવાસી તરીકે રહેતો હતો. તેની સાથેની જુની દોસ્તી તાજી થઇ હતી. કેટલીક વખત રાત્રી પણ ત્યાં જ ગાળતા હતા. કુસુમના ગુજરી ગયા પછી હૃદયમાં આશ્વાસન મેળવવાને જ્યાં ત્યાં વલખાં મારતા ભાઇ કાન્તિલાલ ઘણી વખત આશ્રમમાં રહેતા. પોતાના મિત્ર ભાઇ અંબાલાલ તરફથી પણ આશ્વાસન મળતું. ઘણી વખત કાન્તિલાલ આશ્રમની પ્રાર્થનામાં હાજર રહેતા. પૂજ્ય મહાત્માજી બંગાળ અને પંજાબની મુસાફરીમાંથી થાકયાપાક્યા વિશ્રામ અને શક્તિ મેળવવાને, અગર મહાત્માજીના જ શબ્દોમાં કહું તો 'એન્જીનમાં તાજા કોલસા ભરવાને' બે ચાર દિવસ થયાંજ આવેલા, એટલે અમદાવાદમાંથી તેમજ ગુજરાતના બીજા ભાગમાંથી તેમના દર્શનાર્થે તેમજ દેશકાર્યાર્થે

ઘણાં ભાઇબેનો આવતાં. ભાઇ કાન્તિલાલને પણ આશ્રમના વાતાવરણ પ્રત્યે આકર્ષણ થયું હતું. તે તેમાં રસ લેતા થયા હતા. કુસુમને વિદાય થયાં ચાર માસ થવા આવ્યા હતા. હૃદયમાંથી તેની પ્રેમઘેલી મૂર્તિ ભૂસાઇ નહોતી. ઘણી વખત એકાન્તમાં પોતાની મૃત જીવનસખીના સમાગમનાં સુખદ સ્મરણો સંભારી સંભારીને કાન્તિલાલ પોતાનું હૃદય ઠાલવતા. આશ્રમમાં જ્યારે જાય ત્યારે તેમના મિત્ર અંબાલાલ સાથે પણ ઘણી વાતો કરતા. એક વખત અંબા-લાલે સંકુચિત હૃદયે કાન્તિલાલને પુછ્યું. "કાન્તિ, ભવિષ્ય માટે તું શો વિચાર કરૂં છું?"

કાન્તિલાલ: "શાનો વિચાર?"

અંબાલાલ: "તારા જીવન સંબંધેનો? બીજી વખતના લગ્ન માટેનો? હું ગયે અઠવાડીએ ઘેર ગએલો, ત્યાં મારા પિતાશ્રી કહેતા હતા કે કાશીકાકાને લોકો ચવડ જૂની પેઠે તારા વિવાહ માટે વળગે છે. પણ કાશીકાકા કહે છે કે છોકરો મોટો છે, પગારદાર છે. તેની મરજીમાં આવે તેમ કરે. હું પરભાર્યું કંઈ કરૂં અને તે ના પાડે તો વહેવારમાં મારી શી આબરૂ રહે? માટે તેની ઇચ્છા પ્રમાણે હું કરીશ. આમ કાશીકાકા બધાને જવાબ આપતાં પણ થાકી ગયા."

કાન્તિલાલ: "મારા ઉપર પણ પત્રો આવે છે. પિતાજીનો પણ પત્ર હતો. તેમનો તો એવો આગ્રહ છે કે મારે એકાદ બે માસની રજા લેઇને ઘેર જવું. અને હું પણ વિચાર કરૂં છું કે દિવાળીની રજાઓ ભેગી વધારે રજા લેઇ લેવી.

છેલ્લાં અઢી વરસમાં મેં લાંબી રજા નથી ભોગવી, એટલે એકાદ માસ ઘેર જઇ આવું."

અંબાલાલ: "એટલે તું ઉઘલવાનો, ખરું ને?"

કાન્તિલાલ: "ના ના, એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નથી. હું તે કુસુમના સ્મરણમાં નિસાસા નાખીશ કે વળી લગ્નના લાહવામાં રાચીશ?"

અંબાલાલ: "પણ તેં કાંઇ તારા હૃદય સાથે નિશ્ચય કર્યો છે?"

કાન્તિલાલ: "નિશ્ચય તો કાંઇ કર્યો નથી. હું તો ધર્મ-સંકટમાં ગોથાં ખાઉં છું. મારે પણ મારી જિંદગી દેશ-સેવાર્થે અર્પવી એમ મન થઇ જાય છે. અને એમ પણ સંકલ્પ થાય છે કે અહીં રહું. બે ત્રણ દિવસથી ઇચ્છા થાય છે કે બાપુજીની પાસે વાત કરૂં. પણ મને તો તે ઓળખે નહિ, મારી હકીકત પણ જાણે નહિ. એટલે એકદમ વાત કરતાં જીભ ઉપડતી નથી. તું મારી સાથે આવે અને વાત કરે તો કાંઇ રસ્તો સૂઝે."

અંબાલાલ: "હા હા, એમાં શું? આજે જ, અરે હમણાં જ બાપુજી પાસે જઇને વાત કરવાનો સમય માગી આવું છું."

અંબાલાલ તુરત ઉઠી પૂ. મહાત્માજી પાસે ગયા. અને બપોરના બેથી અઢી સુધીનો સમય નક્કી કરી આવ્યા. બન્ને મિત્રો બે વાગ્યે પૂજ્ય મહાત્માજી પાસે ગયા, પ્રણામ કરીને બેઠા. અંબાલાલે કાન્તિલાલની પોતાના મિત્ર તરીકેની

ઓળખાણુ આપી. તેમની બધી હકીકત કહી. પૂજ્ય મહાત્માજી વર્તમાનપત્ર ઉપર નજર નાખતા નાખતા બધી હકીકત સાંભળતા હતા. વચમાંજ તેઓશ્રી બોલી ઉઠયા: "મરી ગએલાં બેનની પાછળ કાંઇ સંતાન છે કે?"

"ના જી," એવો અંબાલાલે ઉત્તર આપ્યો.

મહાત્માજી કાન્તિલાલ તરફ દૃષ્ટિ કરી બોલ્યા: "તમે શિક્ષિત યુવાન છો, શિક્ષક છો, સંસ્કારી છો, તો તમને યોગ્ય નિશ્ચય તમારે કરવો જોઇએ."

કાન્તિલાલ: "એવા નિશ્ચય ખાતરજ આપની પાસે વાતચિત કરવાને મેં ભાઇ અંબાલાલને કહ્યું. મારી ઇચ્છા છે કે હું આપના સમાગમમાં રહું."

મહાત્માજી: "એટલે તમારે આશ્રમમાં રહેવું છે?"

કાન્તિલાલ: "હા જી, મારી એવી ઇચ્છા થઇ છે."

મહાત્માજી: "આશ્રમમાં વસવું વસમું છે. અહીંના નિયમ કઠણુ છે. અહીંનાં વ્રતોનું પાલન તમે કરી શકશો? અહીં રહેવું હોય તો હવે તમારાથી લગ્ન ન થાય, અને સ્વરાજ્યની લડતમાં તમારૂં જીવન અર્પવું જોઇએ."

કાન્તિલાલ: "લગ્ન સંબંધે હજી મેં કાંઇ નિર્ણય કર્યો નથી. હજી મને વિચાર પણુ થતો નથી. હજી મારી મૃત પત્નીની પાછળનાં મારાં આંસુ પણુ સુકાયાં નથી. પણુ મારે મારી જિંદગી સ્વરાજ્યની લડતમાંજ ગાળવી એવો નિશ્ચય તો મારો છે."

મહાત્માજી: “સ્વરાજ્ય ખાતર જેલ ભોગવવા તૈયાર છો? જરૂર પડે તો ફાંસીને માંચડે ચઢવા તૈયાર છો?”

કાન્તિલાલ: “હા જી, એવી ભાવના છે. મને ખાત્રી છે કે એવો પ્રસંગ પ્રાપ્ત થતાં હું હિમ્મત નજ હારી બેસું.”

મહાત્માજી: “ઠીક, ત્યારે તો તમે દેશને ખાતર કોઇ પણ ક્ષણે પ્રાણ અર્પવાને પણ તૈયાર છો.”

કાન્તિલાલ કંઇક શંકાશીલ હૃદયે બોલ્યા: “જી, એવી મને ઉમેદ તો છે.”

મહાત્માજી: “અને કોઇ પણ ક્ષણે મરવા તૈયાર રહેનાર માણુસે તો પોતાને મરેલોજ સમજવો જોઇએ ને? પોતાના દેહને શબવત્ માનવો જોઇએને?”

કાન્તિલાલ સંકુચિત હૃદયે બોલ્યો: “હા જી!”

મહાત્માજી: “અને શબને લગ્ન કરાવવું છે કે નહિ તેનો કાંઇ નિર્ણય કરવાનો હોય ખરો કે? શબને મોજ-શોખ ને સંસારના ભોગવિલાસ ભોગવવાની વિકારી ભાવના હોય ખરી કે?”

કાન્તિલાલે શરમિંદા થઇ કહ્યું: “ના જી.”

મહાત્માજી હૃદયના ઉંડાણુમાંથી ગંભીર ભાવે બોલ્યા: “ભાઇ, એ તો દોહ્યલી વસ્તુ છે. જે ભાઇને કે બેનને સાચી દેશસેવા કરવી છે, તેને જીવતા છતાં અને પોતાના દેહને પુરૂં ચેતન હોવા છતાં તેને શબવત્ નિર્વિકાર અચેતન

સમજીને વર્તવું જોઇએ. પ્રભુસેવા કરવી, જનસેવા કરવી, દેશસેવા કરવી એ તો ખાંડાની ધારે ચાલવા જેવી વસમી વાત છે. તમે પ્રથમ હૃદયની અંદર દૃઢ નિશ્ચય કરો કે હવે લગ્ન નથીજ કરવું અને જિંદગી દેશસેવા અર્થેજ અર્પવી છે, તે પછી અહીં આશ્રમવાસી તરીકે રહેવાનો વિચાર કરજો."

કાન્તિલાલ નમ્રભાવે હાથ જોડી બોલ્યા: "બાપુજી, આપ મને આશીર્વાદ આપો કે મને તેવી શક્તિ પ્રાપ્ત થાય."

મહાત્માજી હસતાં હસતાં બોલ્યા: "ભાઇ, મારી શુભેચ્છા તો સર્વ ભાઇબેનો માટે છે. પણ જે જેવો પુરુષાર્થ કરશે તે તેવું પામશે. ઠીક જાઓ, અંબાલાલ, તમે મગનલાલને મોકલજો."

બન્ને મિત્રો પૂજ્ય મહાત્માજીને પ્રણામ કરી ઉઠયા. કાન્તિલાલ અનેક લાગણીઓથી ઉભરાયા હતા, જાણે કે આ સંસારનાં અને દેહનાં બધાં બંધન તોડી ફોડી ફેંકી દેઇને અવધૂત બની દેશસેવાની દીક્ષા મહાત્માજીની પાસેથી લેઈ નાખું! પણ એ તો પ્રભુ જાણે કે ભવિષ્યમાં શું થવાનું છે. એ તો ભૂતકાળના પુરુષાર્થ વર્તમાનનું ભાગ્ય ઘડે અને વર્તમાન કાળના પુરુષાર્થ ભવિષ્યકાળનું ભાગ્ય ઘડે. પુરુષાર્થ વિના અન્ય લાગણીઓથી ઉભરાઇ જવું એ તો વેવલાં વીણવા જેવું છે.

૪

કાન્તિલાલ દિવાળીના તહેવારો ઉપર બે માસની રજા લેઇ પોતાને ગામ આવ્યા છે. તેમની ઇચ્છા નહોતી, પણ તેમના પિતાશ્રીના આગ્રહથી આવવું પડયું. તેમને પુરૂં ભાન હતું કે ત્યાં જતાં જ પાછા વેવિશાળની ભાંજગડમાં પડવાનું છે. પણ તેમને એમ લાગતું કે હું મંજુર કરીશ ત્યારે ને? કાન્તિલાલ ઘેર પહોંચ્યા તે પહેલાં તો ગામ પરગામ પોતાનાં સગાંવહાલાંમાં છુપા જાસુસોએ ખબર આપી દીધેલી કે કાન્તિલાલ અમુક ગાડીમાં અમદાવાદથી ઉપડવાના છે. અમદાવાદથી પોતાને ગામ જતાં સુધીમાં નડીઆદ, આણંદ, કરમસદ, પેટલાદ વગેરે સ્ટેશને કેટલાયે પરિચિત અને અપરિચિત માણસો તેમને મળ્યા, અને પોતપોતાની ભલામણો કરવા લાગ્યા. કાન્તિલાલ આવા હુમલાથી ગભરાયા પણ ખરા અને કાંઇક મગરૂર પણ થયા. કહેવાય છે કે ખુશામદ તો ખુદ ખુદાને પણ પ્યારી છે, તો પછી બિચારા કાન્તિલાલની શી ગુંજાસ? ચારેય બાજુથી તેમની ખુશામદ સાંભળી મદથી છલકાઇ ન જાય, પણ સહેજ મગરૂર પણ ન થાય? આમ માનભેર કાન્તિલાલ પોતાને ઘેર પહોંચ્યા. અમદાવાદથી આવતા સુધીમાં તેમને સહેજ ખ્યાલ આવ્યો હતો, કે તેમના ઉપર કેવો હુમલો થવાનો છે. બીજે જ દિવસે ગામના કેટલાક ઓળખીતા, સ્નેહીઓ, અને પિત્રાઇઓ કાશીભાઇને પુછી ગયા કે 'કાન્તિલાલ માટે કાંઇ વિચાર કર્યો છે?' બૈરાં આવે, પુરુષો આવે,

અને જાય. કાન્તિલાલના પિતા અને માતુશ્રીના ગર્વનો અને પોરહાટનો પાર ન રહે; અને તેમને તથા આજુબાજુના સંબંધીઓએ કાન્તિલાલને શીરે મોટાઇના પહાડ ખડક્યા. કાન્તિલાલ તો ખૂબ દબાયા.

મન તો ભમતા ભમરા જેવું છે. સ્થિર રહેવાનો તેનો સ્વભાવ નથી. સાધુ પુરુષો મહાપુરુષાર્થ અને તપથી આ ભમતા મનને સ્થિર કરી શકે છે. પુરુષાર્થને બળે અને તેથી પ્રાપ્ત થતા મહાપુરુષના સત્સંગને પ્રતાપે આ મનને મારી શકાય છે. ભમતી માખી ક્ષણમાં મધુર મધ ઉપર બેસી તેનો મધુરો સ્વાદ ચાખે છે. ક્ષણમાં કીડાથી ખદબદતા નરક ઉપર બેસી તેની દુર્ગંધ લે છે. તેને અમૃતસમ સ્વાદિષ્ટ મધને પારખવાનો વિવેક નથી, તેથી વારંવાર મધના પરિચયથી તેની ઉત્તમતા તેના હૃદયમાં જણાતી નથી. બીજી બાજુ વારંવાર નરકના પરિચયથી તેની દુર્ગંધથી તેનું હૃદય ટેવાઇ જાય છે. એ તો મધનો રસ લેવા માખી બેઠી હોય, ત્યારે પવનના ઝપાટાને કારણે અગર અન્ય કોઇ કારણે માખી મધમાં ઝડપાઇ જાય, તેની પાંખો મધથી ખરડાઇ જાય, તો જ નિરંતર અમૃત સ્વાદ તે ભોગવે. આમ મનનું પણ છે, તેને ઝડપાવી દેવું જોઇએ.

કાન્તિલાલનું મન આશ્રમવાસી થવાના લાહવા લેતું, અને વળી હવે અહીં ભિન્ન જ વાતાવરણમાં લપટાવા માંડયું. એક વખત તો કાન્તિલાલે જોર કર્યું. "મારે લગ્ન નથી કરવું; હજી ભવિષ્યમાં કેવી જિંદગી ગાળવી તેનો નિશ્ચય

મેં નથી કર્યો." આમ કાન્તિલાલે અકળાઇને કહ્યું. પાસે કાશીભાઇ બેઠા હતા, વળી અમદાવાદમાં વકીલાત કરતા અને વિદ્વાન ગણાતા તેમના એક ભાણેજ બેઠા હતા. આ ગૃહસ્થ પ્રત્યે કાન્તિલાલના હૃદયમાં સારો આદરભાવ હતો. કાન્તિલાલનો જવાબ સાંભળી વિદ્વત્તા અને અનુભવનો ડોળ કરી તે બોલ્યા: "કાન્તિભાઇ, એ બધું અટપટું છે. તારા હૃદયની વાત, તારી ભાવના, ઉચ્ચ આશયો અને અભિલાષાઓ હું સમજું છું. પણ આપણા જીવનનું શ્રેય, અશ્રેય, હિત, અહિત જાણવું બહુ મુશ્કેલ છે. હિમાલયને ઉંચે શિખરે નજર કરતાં બહુ સુંદર દૃશ્ય જણાય છે, ખરેખર દૃશ્ય છે પણ બહુ સુંદર. પણ તેની ઉપર ચઢવું, ત્યાં પહોંચવું, અને ત્યાં ટકવું એ ભારે મુશ્કેલ છે. ચઢતાં અડબડિયું આવે અગર પગ ખસે તો તુરત જ નજર ન પહોંચે એવી અંધારી, ઉંડી ખાઇમાં જ પડવાનું. આવી ભયંકર અધોગતિના ભયનું જોખમ ખેડવું એ ડહાપણનું કામ નથી. મહાત્મા ગાંધી આવા અખતરા કરે છે, તે માટે મારો વિરોધ છે. આ વિષે મેં તેમની સાથે ઘણી ચર્ચા કરી છે. પણ એ તો મહાસમર્થ પુરુષ છે. આપણે તેમને રસ્તે જઇએ, તો મરીએ નહિ તો માંદા તો પડીએ જ."

વિદ્વાન વકીલે જોયું કે પોતાના શબ્દોની અસર કાન્તિલાલને થાય છે. તે કાંઇ શંકાશીલ થયો છે, એટલે એક રામબાણ સાંધ્યું અને ફેંક્યું: "અને કાન્તિભાઇ, બીજો વિચાર પણ તારે કરવાનો છે. તારા કુટુંબમાં તું એકલો જ

આગળ ધપું છું. આ અવસર એવો છે કે તારૂં કુટુંબ આગળ ધપે, અને નાતના વ્યવહારમાં તું અને કાશીમામા છાતી કાઢીને ચાલી શકો, એવો જીવનનો આ જોગ છે. કુટુંબ ખાતર પણ તારા વિચારોનો ભોગ આપી તેની સેવા બજાવવી એ તારી ફરજ નથી? તું સમજે છે કે Charity begins at home. હજી તેં તારૂં ભલું કર્યું નથી, કુટુંબનું કાંઇ ભલુ કર્યું નથી, તો વળી ઠીંગણો માણસ તાડની ટોચે અડકવા ફાંફાં મારે, તેવો વ્યર્થ પ્રયત્ન કરી મળેલો પ્રસંગ કાં ગુમાવે છે?"

કાન્તિલાલ તે સાંભળીને દબાયા. વિદ્વાન મુરબ્બીનાં ધર્મ અધર્મની આંટીઓ ઉકેલતાં અનુભવી અને વ્યવહારી ડહાપણનાં સૂત્રોના તેજથી કાન્તિલાલ અંજાઇ ગયા. તાબે થયા. "આપને જેમ યોગ્ય લાગે તેમ કરો, પણ કન્યાની પસંદગી મારે કરવાની અને પૈસા લેવાના નહિ, એટલી મારી શરત તમારે કબૂલ રાખવી પડશે." આમ કાંઈક અચકાતે હૃદયે કાન્તિલાલ બોલી પડયા. પછી તો વાર જ શાની? સારા કુળવાન ગણાતા કુટુંબની માગણી હતી જ. પરઠણ તો મળવાની જ નહોતી. ત્યાંના માણસો વિદ્વાન વકીલને લેઇને જ આવ્યા હતા. ઘરનાં બધાં રાજી રાજી થઇ ગયાં. બેઠકમાં બેચાર વૃદ્ધો બેઠા. મહેમાનોને બોલાવ્યા. કૃષ્ણારામ ગોઠીને બોલાવ્યા, જન્માક્ષર સરખાવ્યા. જન્મકુંડળીઓ મળતી આવી, શુભ ક્ષણે ચાંલ્લો થયો. ગોળધાણા વ્હેંચાવ્યા. કાન્તિલાલનો વિવાહ થયો. માગસર સુદિ ૨જનું લગ્નમુહૂર્ત પણ લેવાયું!

કાન્તિલાલના હૃદયમાં કુસુમ હજી રમે છે. તેની પ્રણય-સ્મૃતિઓ કાન્તિલાલના જ્ઞાનતંતુઓને અથડાઇને તેને પીડે છે. કુસુમનો પ્રેતપડછાયો હજી આંખ મીચીને કાન્તિલાલ જોયાં કરે છે. "બીજી કેવી નીવડશે એ તો રામ જાણે, પણ કુસુમ તો કુસુમજ હતી," એમ કાન્તિલાલ વિરહ-વચનો ઉચ્ચારે છે. કુસુમનો પ્રેમ, કુસુમની આશા, તેની વફાદારી, તેની ભક્તિ, એ બધી મધુર યાદગીરી તેના સ્મરણપટમાં ચિતરાયા કરે છે.

"પણ ભવિષ્યમાં શું? મોટાભાઇએ કહ્યું તેમ હું ન પરણું તો ભયના જોખમમાં ન જઇ પડું? વળી માતા-પિતાની લાગણી પણ જોવાની રહી. તેમની આશાને હું કેમ કચરી નાખું? તેમના હૃદયને કેમ દુભવી શકાય? મારાથી કુટુંબને મહત્તા મળતી હોય તો તે મોકો કેમ ગુમાવવો?" વગેરે અંધારા પડદા અને મીઠું ઝેર પેલા પવિત્ર સ્મરણ-ચિત્રપટ પર પથરાઇ જાય છે. કુસુમના સ્નેહ પ્રત્યે પોતાનો અનાદર, તેની વફાદારી પ્રત્યે પોતાની બીનવફાદારી, તેના પતિવ્રત પ્રત્યે પોતાનું અપત્નીવ્રત, એ બધું કાન્તિ-લાલથી ભૂલાઇ જવાયું. પોતાની જગોએ કુસુમની કેવી દયામણી, દુઃખદ અને કરુણાજનક દશા થઇ હોત, તેનો વિચાર સરખો પણ તેમને ન થયો. વાહ રે વિધુર! આ તારો સ્નેહ! તું જેને પ્રાણેશ્વરી ગણતો, તેના પ્રત્યેની આ તારી વફાદારી! આ તારૂં પવિત્ર પત્નીવ્રત! તારી સ્નેહ-સખીનો પ્રેતપડછાયો તને આવો નિર્લજ અને નિર્બળ જોઇને શરમાતો નહિ હોય? તારો પ્રેમ, તારી વફાદારી,

તારૂં પત્નીવ્રત વિરહનાં બેચાર જોડકણાં જોડવામાં જ સમાપ્ત થયાં?

અરે! પણ બધું કોને કહેવું? આનો વિચાર કોણ કરે છે? ભણ્યા ગણ્યા ગણાતા અને સમાજના ભૂષણરૂપ ગણાવાનો દાવો કરનારાઓને પણ તેનો વિચાર નથી આવતો! અરે, પત્નીવ્રતનો પવિત્ર ધર્મ અમે ભુસી નાખ્યો છે. આ અમારી શરમ છે. અમારા ભણતર ઉપર, અમારા સંસ્કાર ઉપર અને અમારા કહેવાતા વિદ્વાનોની વિદ્વત્તા ઉપર આ ભયંકર કલંક છે. જ્યાં સુધી એ કલંક ભુસાશે નહિ, ત્યાં સુધી અમારી અધોગતિ છે, અમારા સંસારમાં પુણ્ય અને પવિત્રતાનો વાસ નહિ વસે, સ્વર્ગીય સ્નેહને પ્રતાપે અમારો સંસાર પાવન નહિ થાય! અમારા સંસારમાં દૈવી પુરુષો નહિ પાકે! પ્રભુ અમને સન્મતિ અને શક્તિ આપે!



# એ પતિતપાવન વિધવા

## ૧

મહોલ્લાની એક ખડકીમાં ગમગીની છવાઇ રહી છે. ઘરની પરસાળમાં રડકકળ થઇ રહી છે. જ્યારે અંતરનું કોઇ સ્નેહી કે સગું પરલોકવાસી થાય છે, ત્યારે ગમે તેવા ડાહ્યા અને જ્ઞાની ગણાતાની પણ લાગણી ઉભરાઇ આવે છે. ભલેને તે મોટે સાદે પોક ન મૂકે, પણ આંખનાં આંસુ લુછીલુછીને ખેસનો છેડો તો ભીનો કરે જ. આવે કરુણ પ્રસંગે બે વ્યક્તિ જ લાગણીરહિત રહી શકે: એક નિષ્ઠુર જડ હૃદય, અને બીજી પ્રેમ અને દયાથી ભરપૂર છતાં જેનું જ્ઞાનપૂર્ણ હૃદય ક્ષણિક લાગણીઓને સમાવી શકે તે. ભાઇ નરસિંહભાઇ શોકપૂર્ણ પુરુષવર્ગના ટોળાની એક બાજુ ભીંતને અઢેલી બેઠા હતા. લાગણીપૂર્ણ વિચારમાં ગરકાવ થઇ ગયા હતા, તેવામાં આઠેક વર્ષનો તેમનો દીકરો રવીન્દ્ર પાસે રડતો રડતો આવ્યો: "બાપુજી, સવિતાફોઇ તો જમીન ઉપર પછડાઇ પડયાં છે અને બધાં બૈરાં તેમની આજુબાજુ કૂટે છે." નરસિંહભાઇ સાંભળીને ચમકયા. આંસુ લુછતા ઉઠયા. ગંગાવાળંદણને દૂરથી બોલાવીને પૂછયું: "ગંગાવહુ, સવિતાને શું થયું છે?"

ગંગાવહુ: "મોટાભાઇ, સવિતાબેન ઉભાં ઉભાં રડતાં હતાં, એટલામાં ભોંય ઉપર પછડાઇ પડયાં."

નરસિંહભાઇ: "તેને મુર્છા આવી હશે. બધાં અજ્ઞાન છે. તેને ટોળાની બહાર કાઢો. ઓરડામાં લેઇ જઇને તેના માથા ઉપર ઠંડુ પાણી છાંટો. રવીન્દ્રની માને અહીં બોલાવ, હું તેને કહું."

નરસિંહભાઇનાં પત્ની પુષ્પાબેન ત્યાં આવ્યાં. તેમને તેમણે કહ્યું: "જો પુષ્પા, સવિતાબેનને મુર્છા આવી છે તેનું તેં શું કર્યું? તેની કાંઇ સારવાર કરી?"

પુષ્પાવતી: "હું તો એક બાજુ કૂટતી હતી. બેન જમીન ઉપર પડયાં તે પછી જ મેં જાણ્યું. પણ બધાંના ડરથી કૂટવાનું છોડીને હું ગઇ નથી."

નરસિંહભાઇ: "બધાં તો મુર્ખ ભેગાં થયાં છે. તેમને મન તો રડવાકૂટવાનું એ જ ધર્મકાર્ય છે. પણ પેલી નિર્દોષ બેનનો પ્રાણ ઉડી જશે તેનો વિચાર તેઓને નહિ સૂઝે. તું પણ ભલી સહન કરી શકી! જા, તુરત જ સવિતાબેનને ટોળામાંથી લેઇ લે, ઓરડામાં પથારી પાથરી તેને સુવાડ, અને ઠંડા પાણીનો છંટકાવ વગેરે ઉપચાર કર."

પુષ્પાવતીને પતિની ઇચ્છા એ જ પ્રભુઆજ્ઞા હતી. ગંગાવહુની મદદ લેઇ સવિતાબેનને ઓરડામાં લેઇ ગઇ, પથારી પાથરી તેમાં સુવાડી. સવિતાબેનનું મગજ તપી ગએલું જણાયું. તુરત ગોરમટી પલાળી તેનો પાટો મગજ ઉપર મૂકયો. ઠંડુ પાણી મેં ઉપર છાંટવા માંડયું અને ગંગાવહુને પવન નાખવા પંખો આપ્યો. થોડી વારે સવિતાને શરીરે

ચેતન આવ્યું. આંખો ઉઘડી. બેબાકળી આંખો ફેરવવા લાગી. અર્ધભાનમાં તે બેઠી થઇ પુષ્પાવતી સામે દૃષ્ટિ કરી અને રુદન કરતી બોલીઃ "ઓ ભાભી! આ શું થયું? પ્રભુ મુજ ગરીબ ગાવડી ઉપર આટલો ક્રૂર શીદને થયો? અરે! મારે કમનશીબે તેને ભૂલાવ્યો. મેં ના કહ્યું હતું. તેણે વિલાયત જવાની વાત મને કહી, ત્યારથી મારા હ્રદયમાં ધ્રાસકો પડયો હતો. મને ભય પેદા થયો હતો. મને અનેક અપશૂકન થતા. કોઇ દિવસ તેણે મારા બોલને ઉથાપ્યો નથી, પણ ત્યારે જ તેણે ન માન્યું! મારે કમનશીબે તેને ભૂલાવ્યો. પણ અરે! તને મારી દયા ન આવી! મને અહીં કોને આધારે મૂકી? મુજ નિરાધારનો બેલી આ સંસારમાં હવે કોણ? મેં કોઇને ઓળખ્યો નથી. ઓ વહાલા વિઠ્ઠલ, મારો દેવ તું છે. મારો પ્રભુ તું છે. જે કહું તે મારૂં સર્વસ્વ તું છે. તું તે જાણે છે, છતાં આ ભયંકર વનમાં ક્રૂર વાઘવરૂઓની વચમાં મને એકલી મૂકીને તું ભાગ્યો અને હવે સ્વર્ગમાં બેઠોબેઠો મારી દુઃખદ દશા જોઇ આંસુ સારે છે? અરે, તારા વિના મારૂં જીવન કેવું થશે? ઓ નિષ્ઠુર પ્રાણ, હવે આ નીરસ દુનિયામાં તને શો રસ રહ્યો છે, કે હજી પણ તું આ શરીરમાં બંધાઇ રહ્યો છે?"

આમ છાતીફાટ રુદન કરતી, છાતી કૂટતી સવિતા પાછી પુષ્પાવતીના ખોળામાં જ બેભાન થઇને પડી. માટી અને પાણીનાં પોતાં પુષ્પાએ સવિતાના મગજ ઉપર મૂકયા કર્યાં. થોડી વારે પાછું ભાન આવ્યું. સવિતા બેઠી થઇ. હાથ લંબાવી પુષ્પાભાભીને ગળે વળગી. "ભાભી! તમને

ખબર છે? તેમને બહુ ઉમંગ હતો. હું પત્થર જેવી નિષ્ઠુર, તેમાં તેણે પ્રાણ પ્રેર્યો. મારૂં હૃદય રસહીન, તેમાં તેણે અમી વરસાવી. મારૂં જીવન શુષ્ક, તેને તેણે રસવન્તું કર્યું. નથી જોઇ રાત કે નથી જોયો દહાડો. પ્રેમના પાઠ મને ભણાવ્યા. મારા મોજશોખ છોડાવી સરળતા અને પવિત્રતાનું મારા હૃદયમાં તેણે સિંચન કર્યું. દરિદ્રનારાયણની કથા કહી તેમની સેવા કરવાનું મને શિક્ષણ આપતો, અને કેટલીક ધન્ય ઘડીઓમાં સમાજસેવાનાં ભાવ્ય મુજ મૂઢની આગળ તે રચતો. તેની શુભેચ્છા, તેના મનોરથ, તેની જીવનરેખા આદરી અધૂરી રહી. ઓ દૈવ, આ તેં શું કર્યું? તને પણ ઇર્ષ્યા આવી?" એમ કહી સવિતા પુષ્પાભાભીને ગળે લપાઇ ગઇ. પુષ્પાએ વહાલી નણંદીને છાતી સરસી ચાંપી. સવિતાનાં આંસુ લુછતાં તેને દિલાસો આપવા લાગી: "સવિતાબેન, પ્રભુની જેવી ઇચ્છા! હવે તેમનાં આદર્યાં તમે પૂરાં કરજો. તેમની ઇચ્છા તમે પૂરી કરજો. તેમના આત્માને શાંતિ આપો!"

ભાભીનાં ચેતનવંતાં વેણ સાંભળી સવિતા સતેજ થઇ. કરુણ છતાં જિજ્ઞાસુ હૃદયથી પૂછવા લાગી: "ભાભી, હું એકલી શું કરૂં? વૃક્ષને ટેકે વેલડી ઉભી રહે. વૃક્ષ કપાયું એટલે વેલડી પૃથ્વી ઉપર પડે, ધૂળ ભેગી થાય ને નાશ પામે!"

પુષ્પા સવિતાના માથા ઉપર હાથ ફેરવી બોલી: "જુઓ બેન, તે તો ગયા; તેમની મૂર્તિ તો તમારા હૃદયમાં છેને? તેમના હૃદયની ઉષ્મા તમારા હૃદયમાં છેને? તેની આરાધના કરજો. જ્યારે તેમની આરાધના કરશો, ત્યારે સામે

આવીને તે ઊભા રહેશે. તમે તેમની આજ્ઞા માગજો અને તે જે આજ્ઞા આપે તેને પ્રતાપે તમે અલૌકિક વસ્તુ કરી શકશો."

સવિતા આનંદમાં આવી ગઈ. તે બોલી: "ભાભી, સાચે જ? તમે સાચું કહો છો? મને તે આજ્ઞા કરશે? અને તેની આજ્ઞા પ્રમાણે વર્તવામાં મને તમે મદદ કરશો?"

પવિત્ર અને નિર્દોષ સવિતાની પ્રેમભક્તિ જોઇ પુષ્પાનું હૃદય ભરાઇ આવ્યું. હૃદયે ડુમો ભરાયો. સ્વસ્થ થઇ, આંસુ લૂછીને સવિતાનું પવિત્ર મુખ પોતાના બે હાથમાં ધરી દયા અને પ્રેમથી નિંગળતી પુષ્પા બોલી: "સવિતાબેન, હું તમને જરૂર મદદ કરીશ."

"અને મારા મોટાભાઈ?"

"એ તો મારા જ હાથમાં."

"પણ ભાભી, મારા પ્રાણેશ્વર વિના? તે કેમ ચાલ્યો ગયો? મેં તેને કદી યે દુભવ્યો નથી, તેના શબ્દનો કદી યે અનાદર કર્યો નથી, છતાં તે કેમ રિસાઇ ગયો? ઓ મારા પ્રભુ! મારા જીવનના મુક્તાહાર! તું મને ત્યજીને ક્યાં સંતાયો? અરે રામ! તેં આમ શું કર્યું? તું સીતાને વિયોગે ઝુરતો, તારી વિરહવેદનાનો દુઃખી અનુભવ ભૂલી ગયો? મારા જેવી અબળા સામે તેં ન જોયું? અરેરે પ્રભુ, આખો સંસાર મારા પ્રત્યે નિષ્ઠુર થયો!" આમ પાછી વલોપાત કરતી સવિતા પુષ્પાના ખોળામાં પડી અને રડવા લાગી.

૨

દિવસો વીતી ગયા. સવિતાની સાસરીમાંથી કહેણુ આવેલું, કે સ્વ. વિઠ્ઠલની મરણુક્રિયાને પ્રસંગે સવિતાને મોકલો. પણ નરસિંહભાઇએ વિવેક અને પ્રેમભરી લાગણીથી સવિતાના સસરાને જણાવી દીધેલું, કે "ન્યાતની રાક્ષસી રૂઢિને આધીન થઇ નાની બાળાના જીવન ઉપર જુલમ ન કરવો એવી મારી ઇચ્છા છે. આપ સમજુ છો. આપણુ બંનેનાં દુઃખ સરખાં છે. રૂઢિની બહાર જવાથી વ્યવહારમાં આપની અપકીર્તિ થાય તે જોખમ આપ વહોરી લો એવું હું ઇચ્છતો નથી. આપ મારો દોષ કાઢો અને બધી અપકીર્તિ નાતિલાઓ મારે માથે મૂકે તેની મને હરકત નથી. માટે ચિ. સવિતા અહીં જ ભલે રહે. અમારામાં પુરુષાર્થ હશે તો અમારી અને આપના જેવાં સંસારી સગાંઓની આબરૂ અમે સાચવી શકીશું. પ્રભુ અમને તેવી શક્તિ આપશે. અમારા પ્રત્યે દયા અને પ્રેમભાવ રાખશો."

આ પ્રમાણે કાગળ લખી મોકલી બધી ભાંજગડોમાંથી નરસિંહભાઇ છૂટયા હતા. પણ પાટીદારની નાતમાં પછી કંઇ બાકી રહે? ગામેગામ ચૌદશિયા હોય, ચવડયિા હોય, પટોલિયા હોય. તેમણે હોહો મચાવી. અજ્ઞાનીઓ ઘુરકયા, નરસિંહભાઇને ગાળો દેવા લાગ્યા. 'કુળમાં અંગારો' કહ્યો, વંશબોળુ કહ્યો, અને કંઇનું કંઇ કહ્યું; પણ નરસિંહભાઇએ કાનમાં રૂનાં પુમડાં ઘાલ્યાં હતાં અને મૌનવ્રત લીધું હતું, એટલે થોડા દિવસ પછી લોકો થાકયા. પોતે હાર્યા એટલે

જંખવાયા. કેટલાકે કહ્યું, કે "જોને પેલો નરસિંહ કેટલો નિર્લજ્જ! આટલું આટલું કહેવા છતાં તેને કાંઇ લાગ્યું જ નહિ!" કેટલાકે કહ્યું, કે "કેટલો ધીર, કેટલો અડગ, કેટલો હોંશિયાર કે આખી ન્યાતની ગાળો સાંભળ્યા છતાં તેનું રૂંવું સરખું ઉંચું થયું નથી, સહેજે ડગ્યો નથી. આટલું છતાં ય શાન્ત પ્રકૃતિથી પ્રેમભાવે આપણું કામ કરે છે અને આપણી પાસેથી પોતાનું કામ કઢાવી જાય છે." આમ હોહોના દિવસ પણ વીતી ગયા.

પણ કેટલાક જુના વિચારના નરસિંહભાઇના શુભેચ્છક ગણાતા વડીલોને દિલમાં ખૂંચવા લાગ્યું. નરસિંહભાઇના પિતાશ્રીના એક વૃદ્ધ કાકા હતા. તેમને લોકો સારાકાકા કહીને બોલાવતા. વ્યવહારમાં તેમની છાપ સારી હતી. ગામની ભાગોળે સ્વામીનો બંગલો હતો ત્યાં તે દરરોજ જતા, વેદાન્તની કથા સાંભળતા. ઘણા વેદાન્તીઓ ત્યાં રોજ ભેગા થતા અને કથા થઇ રહ્યા પછી સૌ પોતપોતાની અકલ-હોંશિયારીનું પ્રદર્શન કરતા. આમ દરરોજ સાંજના બે કલાક માથાઝીક અને ડાચાફૂટ ચાલતી. તેમાં જે એકાદ બે ગૃહસ્થો હંસ જેવા હશે, તે મુક્તારૂપી સાર હૃદયમાં ઝીલતા; બીજા કાદવ ડહોળતા. આવો કાદવ ડહોળી ડહોળીને તેમનું હૃદય અને ડાચું એવું તો જડ થઇ ગયું હતું કે સંસારની ગમે તેવી કરુણ કથા, શાસ્ત્રનાં ગમે તેવાં રોમાંચક વચનો તેમના હૃદયને હલાવી શકતાં નહિ. સ્વામીશ્રી અવધૂતાનંદ નામના એક પંજાબી સંન્યાસી આવા લોકોને બહુ સ્પષ્ટ ભાષામાં 'બે દાંતી' કહેતા અને એવા

'બે દાંતી'ની વ્યાખ્યા આપતાં કહેતા: "'બે દાંતી'ને હાથીના દાંત જેવા બે દાંત હોય છે. તેમાં એક એમ કહે છે કે મારૂં તે સર્વસ્વ મારૂં જ છે, તેમાં અન્ય કોઇનો હિસ્સો નથી. અને બીજો દાંત એમ કહે છે કે બીજાનું તે પણ મારૂં છે, એ વિષે મારા દિલમાં કાંઇ ભેદ નથી." આપણા સારાકાકા સાવ આવા નહોતા. કાંઇક નિખાલસતા તેમના હૃદયમાં વસતી હતી. તેમના હૃદયમાં વેદાન્તની શુષ્કતા સાવ નહોતી. કાંઇક જ્ઞાનની ગંભીરતા અને તેથી મળતી હૃદયની સરળતાનો અંશ હતો. છતાં પોતાના કુટુંબમાં આવી પ્રથાનો આરંભ થાય એ તેમના દિલમાં ખૂંચ્યા કરતું. એવામાં તેમની બેઠકમાં બેચાર પીઢ ગણાતા તેમનાજ કુટુંબના ભાઇઓ સારાકાકા પાસે આવ્યા. ધીમે રહીને વાત ઉપાડી. તેમણે કહ્યું: "નરસિંહે જે હઠ લેઇને રિવાજથી ઉલટું પગલું લીધું છે, તેથી લોકો તો આપણી પાછળ ધૂળ ઉરાડે છે. સામી ખડકીમાં જતાં પણ શરમ આવે છે. આજકાલના જુવાનિયા અસહકારી બન્યા, એટલે લોકલાજ પણ રાખતા નથી. આપ કાંઇ કહો તો સારૂં."

સારાકાકા તો વિચારમાં પડયા. શું કરવું? નરસિંહભાઇને બોલાવીને બે શબ્દ કહે અને ના માને તો તેમનો મોભો શો રહે? અને એવી બીકથી કાંઇ ન કહેવું અને આમ થવા દેવું તે પણ ઠીક નથી. વ્યવહારમાં અપકીર્તિ થાય છે. એટલે તેમણે મનમાં કંઇક નિર્ણય કરીને પોતાના એક પૌત્રને બૂમ મારી: "અલ્યા અંબુ! અહીં આવ. જા જોઇએ, આપણા નરસિંહભાઇને બોલાવ. કહેજે કે હાથીકાકા,

મોતીકાકા, વાઘજીકાકા, બધા બેઠા છે અને તમને સારાદાદા બોલાવે છે."

અંબુ તો 'દાદા, તેમને હમણાંજ બોલાવી લાવું,' કહી ઠેકડા ભરતો ઉપડ્યો. થોડી મિનિટમાં તો અંબુ નરસિંહભાઇની આંગળી પકડી ઠેકડા મારતો પાછો આવ્યો. નરસિંહભાઇ સારાદાદાને પગે લાગી બાજુએ બેઠા.

સારાકાકા ધીમે રહી મુત્સદી ભાષામાં બોલ્યા: "નરસિંહ, હું તને ડાહ્યો ગણું છું. મારા મણિભાઇ કરતાં પણ તારા ઉપર મને વધુ મમતા છે. હું માનું છું કે તારામાં વ્યવહારને લગતી ખૂંચ સારી છે. છતાં પટેલ મરી ગયા ને સવિતાને સાસરે મોકલી નહિ, તેમજ અહીં પણ ચુડા-કર્મ કર્યું નહિ, વાળ ઉતાર્યા નહિ અને શેલું પણ પહે-રાવ્યું નહિ. આ કારણે આપણા કુટુંબની બહુ વાત થાય છે. લોકોને તો પ્રસંગ સાંપડ્યો. કાંઈ ને કાંઇ ન સંભળાય એવી વાતો કરે છે. આ આપણા હાથીભાઇ, મોતીભાઇ અને વાઘજીભાઇથી ખમાયું નહિ, એટલે મને કહેવા લાગ્યા. મારે તો કાંઇ નથી, પણ તમારે આ વ્યવહારમાં લાંબો સમય રહેવાનું છે અને દીકરાદીકરીના વ્યવહાર કરવાના છે. ઘરની આબરૂ ન જાય એટલુંજ હું તને કહું છું."

નરસિંહભાઇ સાંભળી રહ્યા. સારાદાદાને કેવી રીતે સંતો-ષવા? ક્ષણેક વિચાર કરી બોલ્યા: "સારાદાદા! હું તો આપનો બાળક છું. વયે, જ્ઞાને અને અનુભવે હું તદન બાળક છું. આપ બહુ સમજો છો. સવિતા નાનું બાળક છે. તેને કાંઇ

જ્ઞાન નથી, નિર્દોષ છે, પવિત્ર સ્વભાવવાળી છે. વિઠ્ઠલ પટેલ ગુજરી ગયાથી તેના જેટલું દુઃખ આ સંસારમાં કોઇને પણ નહિ થયું હોય. વિઠ્ઠલ પટેલને તેના જેટલું કોઇ નહિ ચાહતું હોય. આપણે વ્યવહારની બીકે થોડા દિવસ શોક પાળીને ચાલતી ઘરેડમાં વિઠ્ઠલ પટેલને ભૂલી જઇશું અને સવિતાના હૃદયમાં કેવો પ્રચંડ અગ્નિ ભડકે બળે છે, તેની દરકાર પણ નહિ રાખીએ. જે લોકો વાતો કરે છે તેમને તો તેનો વિચાર સરખો પણ નહિ થાય. તો પછી સવિતા પોતાની સમજણથી જે કાંઇ કરવું હોય તે ભલે કરે. આપણું કામ તો એટલું જ કે તેને સારી સલાહ આપીએ, સારા પવિત્ર વાતાવરણમાં મૂકીએ, તેના દુઃખના ભાગિયા થઇ તેના પ્રત્યે દિલસોજી ધરાવીએ, તેને દુઃખી ન થવા દઇએ. તેને ધર્મ, નીતિ ને સદાચારને રસ્તે ચઢાવીએ. એથી વિશેષ સારૂં આપણે શું કરીએ ?"

સારાકાકા તો જાણતા હતા કે આ છોકરાને પહોંચી વળાશે નહિ. તે આપણું મોં બંધ કરશે. છતાં વ્યવહારના અનુભવને બળે બોલ્યાઃ "નરસિંહ, એ તો બધું યે તું સાચું કહે છે. પણ નાતની રૂઢિનું ઉલ્લંઘન ન થાય. રૂઢિ એ સર્વથી બળવાન છે. આપણા વ્યવહારમાંથી આચારનો નાશ થાય તો બધું રોળાઇ જાય, અસ્તવ્યસ્ત થઇ જાય, કોઇને કાંઇ બંધન ન રહે, ધર્માધર્મનો કાંઇ ભેદ ન રહે અને સર્વત્ર અનાચાર પ્રસરે."

નરસિંહભાઇ તો સારાકાકાનું રૂઢિદેવીનું નિરૂપણ સાંભળી ચમક્યા. વિચાર કરી બોલ્યા: "સારાદાદા, આપ

તો જ્ઞાની છે. આપ મારી શંકા દૂર કરો: આજ સુધી આપણા સમાજમાં રૂઢિ હતી કે માતામહાદેવે જવું, દર્શન કરવાં ને ભુવાને બોલાવી માતાને જીવોનું બલિદાન આપી નૈવેદ ચઢાવવું; વળી ભૂતપિશાચ માનવાં ને કઢાવવાં. આપ મારા જેવડા હશો ત્યારે તો આપે આ રૂઢિ ઘણી જોએલી. અને આપ તેમાં રસ પણ લેતા હશો; રસ નહિ, પણ ભાગ પણ લેતા હશો. આપ હવે તેમ કેમ કરતા નથી? આપ નિરાકાર, ચિદાકાર, પરબ્રહ્મ પરમાત્માની વાતો કરો છો, એનું શું કારણ?"

છોકરાનો સીધો પ્રશ્ન સાંભળી સારાદાદાથી જવાબ આપ્યા સિવાય ચુપ રહેવાય? તેમણે કહ્યું: "એ તો જ્યાં સુધી મારા હ્રદયમાં અજ્ઞાન હતું, ત્યાં સુધી મેં માન્યું. મને જ્ઞાનપ્રકાશ મળ્યો, ત્યારે અજ્ઞાનઅંધકાર નાઠો. એટલે જેને હું મિથ્યા માનું છું તેને છોડી દીધું."

નરસિંહભાઇને જોઇતો જવાબ મળ્યો, છતાં નમ્રતાથી બોલ્યા: "સારાદાદા, એનો અર્થ એ થયો, કે જ્યાં સુધી આપના હ્રદયમાં અજ્ઞાન હતું ત્યાં સુધી અમુક મિથ્યા રૂઢિને આપ વળગી રહ્યા હતા. આપને જ્ઞાન પ્રાપ્ત થયું, એટલે આપે તે રૂઢિનો ત્યાગ કર્યો અને આપને જે સત્ય વસ્તુ લાગી તે પકડી. એ બતાવે છે કે રૂઢિ સૌથી કાંઇ બળવાન નથી, તે નિર્બળ પણ છે. જ્યાં સુધી આપણી નિર્બળતા હોય છે, આપણું અજ્ઞાન હોય છે, ત્યાં સુધી તે પિશાચણી થઇને આપણી છાતી ઉપર ચઢી બેસે છે. આપણી આંખે અંધારા પાટા બાંધી ઘાણીના બેલની જેમ આપણને

ફેરવે છે. અજ્ઞાન એ રૂઢિનો ખોરાક છે. અજ્ઞાન દૂર થાય તો રૂઢિ ભૂખે મરી નષ્ટ થાય. જે રૂઢિ અજ્ઞાનને ઓથે પોષાય છે તે રૂઢિના આચારવિચારમાં ધર્મ જેવું શું હોય? એમાં તો અધર્મ જ હોય. ધર્મને કાંઇ અજ્ઞાનતાની ઓથની જરૂર પડે ખરી? માટે બેનદીકરી વિધવા થયા પછી તેના વાળ લેવડાવવા કે શેલું પહેરાવવું; અને તે પણ બળાત્કારે, તેની સંમતિ વિના, એ પણ એક અજ્ઞાનતા જ છે— કુમળી બાળાની ઉપર જુલમ કરવા સમાન છે. હું પાપ કરૂં, અનીતિ કરૂં, અધર્માચરણ કરૂં, ત્યારે આપ મને યોગ્ય શિક્ષા કરવાને અધિકારી છો. હું આપણા કુટુમ્બની વટ અને ઇજ્જત સમજું છું. આપણા વડિલોએ શ્રમ, શીલ, સંયમ ને ધર્માચરણથી તેમજ વ્યાવહારિક કુનેહથી ન્યાતમાં જે આબરૂ સંપાદન કરી છે તે મારે ટકાવી રાખવી છે, મારે ખોવી નથી. પણ તે અજ્ઞાનતાને અનુસરીને નહિ, રૂઢિના ગુલામ બનીને નહિ.”

છોકરાના આ શબ્દો સાંભળી સારાદાદા ઠંડાગાર થઇ ગયા. છોકરાની સત્ય અને દુશ્મનને પણ પ્રિય લાગે એવી વ્યવહારકુશળ ભાષા સાંભળી શું બોલે? પણ પેલા બીજા કુટુમ્બી ભાઈઓ બેઠા હતા તે પૈકી હાથીભાઇ બોલ્યા: “પણ નરસિંહભાઇ, અમારાથી આપણા કુટુંબની ખોટી વાતો થાય છે તે સંભળાતી નથી, માટે જ અમે કહીએ છીએ; બાકી તમે તો કાંઇ ખોટું ન જ કરો.”

નરસિંહભાઇ: “તો બસ, હાથીકાકા. બીજા આપણું ખોટું બોલે ત્યારે આપણે આપણી જાતને તપાસીએ, કે

આપણે કંઇ ખોટું આચરણ કરીએ છીએ? આપણામાં કાંઇ ભૂલ હોય તો સુધારીએ, એટલા પૂરતી જ લોકલાજની દરકાર રાખીએ. બાકી ગોળાને ગળણું મૂકીએ, કૂવાને કાંઇ ગળણું મૂકાય છે? હલકા અને અજ્ઞાન લોકો આપણે વિષે જે ઇર્ષ્યા અને અજ્ઞાનતાયુક્ત વાતો કરે તે આપણાં પાપ ધોવાને માટે જ થાય છે, એમ સમજી આપણી વાત કરનારનો ઉપકાર માનીએ અને પ્રભુની પ્રાર્થના કરીએ કે તે તેમને સન્મતિ આપે. તેમનાથી ડરીને સત્યને રસ્તેથી ડગીએ નહિ, એટલે ચાર દિવસમાં બધું શાન્ત થઇ જશે. આપણા બાપદાદાઓએ જે કાંઇ આબરૂ મેળવેલી તે તેમની ખાનદાનીથી મેળવેલી, તેમના પુરુષાર્થથી મેળવેલી, તેમની હિંમતથી મેળવેલી; સત્યને રસ્તે રહી કંઈ સારાં સારાં કામ કરીને, નાતને માટે કે અન્યને માટે કાંઇ મર્દાનગીનાં કામ કરીને મેળવેલી. રૂઢિના ગુલામ બની રાંડેલી ગરીબ દીકરીઓ ઉપર નિષ્ઠુરતા વાપરીને કે નાગાઇ કરીને કે લૂંટ ચલાવીને તે આબરૂ મેળવી નથી. હાથીકાકા, તમે શું કહો છો, કેમ સાચી વાતને?"

"હા, હા. જરૂર તેમજ. ભાઇ, એ તો મરદ માણસો." હાથીભાઇએ મગરૂરીથી કહ્યું.

"અને મેં સાંભળ્યું છે કે આપણી નાતની સજડ રૂઢિને તોડીને આપણા . . .બાપાએ કોઇ રજપૂત વીરબાળા સાથે લગ્ન કરેલું, એ વાત ખરી કે?"

"હા, ખરી વાત." પુરુષોત્તમ મગરૂરીથી બોલી ઉઠ્યા.

"અને કહેવાય છે કે લોકો બકવાદ કરતાં ઠંડા પડ્યા; અને ...બાપાને ...બાપા ને ...બાપા નામના બે દીકરા થયા. તેમણેજ આ આપણા ગામનું, આપણા થડિયાનું પથન બાંધ્યું, ખરૂં ને?"

"હા હા, એ બધી વાત અમારા મોટાકાકા બરોબર કહેતા હતા." વાઘજીભાઇ ઉમંગથી બોલી ઉઠ્યા.

"તો પછી આપણા મૂળ પુરુષ ...બાપાને નિડર પગલે આપણે ચાલીએ, તેથી આપણી આબરૂ વધશે કે ઘટશે? હું જે કાંઇ કરૂં છું તે આપણુ કુટુમ્બની ઇજતઆબરૂ વધારવાને કરૂં છું. દયા, સદ્‌ગુણ, શીલ ને ધર્માચરણથી ઇજતઆબરૂ વધે છે; દીનપણાથી છાનાંમાનાં પાપાચરણથી નથી વધતી. માટે આપ લગારેય ગભરાઓ નહિ. આપ મને આશિષ આપતા રહેજો કે પ્રભુ મને શક્તિ આપે. બધાં સારાં વાનાં થશે અને આપ મુરબ્બીઓને પણ સંતોષ થશે."

એટલામાં અંબુએ બૂમ મારી કે "મોટાભાઇ, ઘેરથી રવીન્દ્ર બોલાવવા આવ્યો છે, ઘેર કોઇ આવ્યું છે." એટલે નરસિંહભાઇ રજા લેઇ સારાદાદાને પગે લાગી ઉઠ્યા ને ઘેર ગયા. મોતીભાઇ ઉઠતાં ઉઠતાં બોલ્યાઃ "સારાકાકા, નરસિંહ-ભાઇની વાત મને સહેજેય ખોટી ન લાગી. ભલે મૂર્ખ લોકો સૂર્ય સામે ધૂળ ઉડાડે!"

## ૩

આજે સવિતાને વૈધવ્ય પ્રાપ્ત થયે બાર માસ થઇ ગયા છે. તે બાર માસ સવિતાને બાર યુગ સમા લાગ્યા. સ્વ. પતિ વિઠ્ઠલના પડછાયા પ્રત્યે દૃષ્ટિ કરી કાંઇ કાંઇ સ્મરણો યાદ કરે છે. ભક્તિભાવે તેનું ચિંતન કરે છે. નરસિંહભાઇના વિશાળ ઘરને પહેલે માળે એક નાનો ખંડ સવિતાએ પોતા માટે મુકરર કર્યો હતો, ત્યાં જ તે લગભગ નવરાશનો બધો વખત ગાળતી. નરસિંહભાઇ અને પુષ્પાવતી બંને સંસારી દંપતી હતાં. તે બેમાંથી સવિતા પ્રત્યેની મમતામાં કોણ કોનાથી ચઢે, તેનો નિર્ણય કરવો મુશ્કેલ હતો. સવિતાની માતા ચોથે વર્ષે ગુજરી ગઇ, ત્યારે પોતાની મરણપથારી પાસે એ ત્રણેયને બોલાવી ત્રણેયને માથે વાત્સલ્યભાવે હાથ ફેરવી છેલ્લા શબ્દો આ બોલેલી: "મારી પુષ્પા, મારા નરસિંહ! આ સવિતા તમારી છે. મને ચાહતાં હો તો આને ચાહજો." એમ કહી તેણે દેહ મૂકયો હતો. પુષ્પાવતી અને સાસુને માદીકરીથી પણ અધિક સ્નેહસંબંધ હતો. આથી માદીકરી અને વરવહુ એમ ચારેયનાં મન એક જ સ્નેહસાંકળથી સંકળાએલાં હતાં. સવિતાની વૈધવ્ય-દશાનું દુઃખ બંને દંપતીને હૃદયે ભારે હતું. તેઓનું હૃદય સ્નેહ અને દયાથી ગળી ગયું હતું. સવિતાના સુખ અને કલ્યાણને ખાતર ગમે તે જોખમ ખેડવા તે તૈયાર હતાં.

જ્યારથી વિઠ્ઠલ પટેલ ગુજરી ગયા, ત્યારથી નરસિંહભાઇએ ને પુષ્પાએ મોજશોખ કે રંગરાગ ત્યજી દીધા હતા. પોતાની

નાની બેન વૈધવ્ય લેઇને બેઠી હોય ને પોતે રંગરાગ કેમ માણે? ખાવું, પીવું, ઓઢવું, પહેરવું, બધું યે જેવું સવિતાને તેવું તેમને. સવિતાનું જીવન હવે સંયમી શી રીતે થાય, ધાર્મિક શી રીતે થાય, સેવાભાવી શી રીતે થાય, તેની પેરવી બંને વરવહુ કર્યા કરે. અને પોતે જ પ્રથમ તે પ્રમાણે વર્તવા માંડે. બન્ને જણે નિશ્ચય કરી શુદ્ધ બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞા લીધેલી. એક દિવસ એકાન્તમાં બન્ને જણ અચાનક એકઠાં થએલાં, ત્યારે પ્રેમવશ થઇ પુષ્પાએ નરસિંહને ચુંબન કર્યું અને તેને ગળે વળગી પડી. નરસિંહનું મોં લેવાઇ ગયું, હૃદય ભરાઇ આવ્યું અને તેની આંખમાંનું એક ગરમાગરમ અશ્રુબિંદુ પુષ્પાના ગાલ ઉપર પડયું. પુષ્પા ચમકી, શરમાઈ. સ્વામીને ગળેથી છૂટી થઇ. જાણે કે તેને માથે વજ્ર પડયું હોય, તેમ ધબકતે હૈયે આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં. નરસિંહ નમ્ર અને દુઃખી હૃદયે બોલ્યોઃ "પુષ્પા, તેં આ શું કર્યું? જેને તેં તારી નાની બેન ગણી છે એવી દુઃખી વિધવાબેન સવિતા કોને ચુંબન કરશે? કોને ગળે તે વળગશે? જ્યાં સુધી મારી અને તારી આંખો સામે સુકુમાર નાનકડી બેન સવિતા વૈધવ્ય પાળે છે, ત્યાં સુધી મારે કે તારે આ પ્રણયચેષ્ટા શી? ભોગવિલાસ ને રંગરાગ શા? હવે આપણે મનુષ્ય રહીએ, પશુ ન બનીએ. હવે આપણે આપણી સવિતાનાં સાચાં ભાંડુ બનીએ, સાચાં પાલક બનીએ. પ્રભુએ તેને સંન્યસ્તની દીક્ષા આપી. તેની તે દીક્ષા સફળ નિવડે, તે નિર્દોષ બેનની પવિત્રતા તપ સંયમ અને પ્રભુભકિતને પ્રતાપે આપણું અને આપણાં

બાળકોનું કલ્યાણ થાય, તેને પ્રતાપે આપણું કુટુંબ પાવન થાય, આપણાં પાપ અને મેલ ધોવાય એવી ભાવના રાખીએ. આપણી દૃષ્ટિ પવિત્ર સવિતાની સામે રાખી, તેના તરફની જેવી આશા રાખીએ છીએ તેવું વર્તન આપણે વર્તીએ. આપણ બંનેથી તે નિર્દોષ બેનને દગો દેવાય નહિ. આજે તો તું ભૂલી, પણ હવે કદી ન ભૂલતી."

પુષ્પા તો પુષ્પ જેવી હતી, નરસિંહની સહધર્મચારિણી હતી, ધર્મપત્ની હતી. તે ડૂસકે ડૂસકે રડવા લાગી. પ્રિય પતિને પગે પડીઃ "મને માફ કરો." પોતાની નાની બેન સવિતાને જેવા વહાલથી ઉઠાડે, તેવા વહાલથી નિંગળતે હૃદયે નરસિંહે પુષ્પાને હાથ વતી ઉભી કરી અને ખભે હાથ મૂકી કહ્યુંઃ "માફી તો તારે અને મારે સવિતા પાસેથી મેળવવાની. આપણે બંનેએ આપણે ખોળે પડેલી તે પવિત્ર બાળાનો દ્રોહ કર્યો છે!" આમ કહી બંને વિખુટાં પડચાં.

બસ, ખલાસ થયું. હવે આ ઘરમાં અનેરી પવિત્રતા ફૂંકાવા લાગી. ભોગના ત્યાગથી રોગ ગયો. રંગના ત્યાગથી રાગ ગયો. રાગના જવાથી દુઃખનો નાશ થઇ શુદ્ધ નિર્દોષ આનંદ રહ્યો. શુદ્ધ સ્નેહ અને તેને અંગે પળાતા યમનિયમ તથા પ્રભુભક્તિના આનંદ સિવાય ઘરની ચાર દિવાલો અંદર અન્ય ક્લિષ્ટ વાતાવરણનો અંશ ન રહ્યો. એટલું જ નહિ પણ આ પવિત્રતાની સુવાસ મહોલ્લામાં મહેંકવા માંડી. મહોલ્લાનાં દુઃખી જનોની દૃષ્ટિ આ ઘર તરફ વળી. આ ઘર તેમનું આશ્વાસનસ્થાન થયું. નિર્બળતા અને દુષ્ટ

વાસનાઓથી મુક્ત થવા ઇચ્છનાર નરનારીઓને આ ઘર શક્તિદાતા રૂપ થયું. ભક્તહૃદયોને આ ઘર મંદિર સમાન થયું. સવારે છ વાગ્યે અને સાંજના સાત વાગ્યે પ્રાર્થનાનો નિયમ નરસિંહભાઇએ રાખ્યો હતો. તેમાં શરૂઆતમાં તો નોકરચાકર સાથે પોતાનાં ઘરનાં જ સાત માણસો ભેગાં થતાં, પણ ધીમે ધીમે સંખ્યા વધતી ગઇ. માણસોની ભરતી થવાથી નરસિંહભાઇએ પ્રાર્થના માટે પોતાના ઘરના અંદરના ચોકને સ્વચ્છ કરાવી, લીંપાવીગુંપાવી, ચારે બાજુ સુગંધી પુષ્પનાં કુંડાં ગોઠવી દેવડાવ્યાં. ગામના વસંતરામ શાસ્ત્રી સંગીતમાં નિપુણ હતા, ભક્ત હતા. નરસિંહભાઇને ને તેમને સારી પિછાન હતી. તેમને પણ નરસિંહભાઇએ દરરોજ પ્રાર્થનાસમયે પધારવાને નોતર્યા. વસંતરામ શાસ્ત્રી પોતાની વીણા લઇ દરરોજ પ્રાર્થનામાં આવતા. તુલસીદાસ, સુરદાસ, કબીર, નાનક, મીરાં, ધનો, અખો, પ્રીતમદાસ, નિષ્કુળાનંદ વગેરે અનેક ભક્તકવિઓનાં ભજન અને કીર્તન ગવાતાં. સાંજના સાતથી આઠ વાગ્યા સુધીમાં તો પ્રાર્થનાને કારણે સર્વ વાતાવરણ ભક્તિભીનું થતું. કોઇ કોઇ વખત બેન સવિતા પણ ભજન ગાતી. કોકિલ જેવો સુંદર અને મધુરો તેનો સુર, તેમજ હૃદયની આર્દ્રતા અને ભક્તિભાવથી ભરપૂર તેનાં ભજનો સાંભળી શ્રોતાજનો પ્રભુની પ્રેમલક્ષણા-ભક્તિમાં એકતાન થતાં. મહોલ્લાનાં બાળકોને ભારે રસ પડતો અને ધીમે ધીમે તો સમજણાં બાળકો ગામને બીજે છેડેથી પણ આવવા લાગ્યાં. સવિતાને આખા દિવસમાં આમ બે વખત બહારનાં માણસો સાથે પ્રાર્થનાનિમિત્તે

પરિચય થતો. હજી તે ઘર બહાર નિકળતી નહોતી. પ્રાર્થનામાં જે સ્ત્રીપુરુષો આવે, તેમની દૃષ્ટિ સવિતા ઉપર પડે અને તેમનાં હૃદયમાં પૂજ્યભાવ પ્રગટે. જેઓ થોડા જ માસ પહેલાં નરસિંહભાઇ અને સવિતાને માટે કાંઇ કાંઇ બોલતાં, તેઓ હવે પસ્તાતાં અને પ્રભુ પાસે પોતાની ભૂલની ક્ષમા માગતાં.

નરસિંહભાઇ દિવસે ઘરના કામકાજથી પરવારી અમુક મુકરર કરેલે સમયે પુષ્પાવતી અને સવિતા સાથે ગાળતા. સવિતાના ખંડમાં પ્રવેશતાં જ સામે એક ખુરશી ઉપર સ્વ. વિઠ્ઠલ પટેલની છબિ મૂકેલી જણાતી. તેના ઉપર હાથે કાંતેલા સૂતરનો હાર લટકાવેલો જણાતો. તે હાર દરરોજ નવો જ હોય. ખુરશીથી ઉંચે મહાત્મા ગાંધીજીની છબિ જણાતી. એક બાજુ સ્વ. ન્યાયમૂર્તિ રાનડે અને પ્રો. કર્વેની છબિઓ હતી. બીજી બાજુ નાનું સરખું કબાટ ગોઠવેલું તેમાં શ્રી વાલ્મીકિ તથા તુલસીકૃત રામાયણો, ઉપનિષદો, શ્રીમદ્ ભગવદ્ગીતાનાં જુદાં જુદાં ભાષાન્તરો તથા કેટલાંક સર્વમાન્ય ધર્મપુસ્તકો હતાં. વળી 'સસ્તા સાહિત્યવર્ધક કાર્યાલય'નાં અને 'વિવિધ ગ્રંથમાળા'નાં બધાં પુસ્તકો પણ જોવામાં આવતાં. આ ઉપરાંત 'નવજીવન પ્રકાશન મંદિર'નાં બુદ્ધ અને મહાવીર સ્વામીનાં જીવનચરિતો તથા તેમના જીવનની અનેક કથાઓને લગતાં પુસ્તકો પણ જણાતાં. ઉપરાંત દેશમાંની કેટલીક પ્રખ્યાત સંસ્થાઓનાં, વિધવાશ્રમોનાં, સેવાસદનોનાં અને મહિલાવિદ્યાલયોનાં નિવેદનો જણાતાં. 'નવજીવન' પત્રની ફાઇલ એક ખુણામાં ખીંટીએ લટકાવવામાં આવી હતી. નીચે સાદા બીછાના ઉપર એક મૃગચર્મ

પડેલું. એ મૃગચર્મ વાળી ભીંતે સાધુચરિત ભક્તમીરાંને આશીર્વાદ આપતા શ્રીકૃષ્ણ પરમાત્માની અલૌકિક છબિ ટાંગેલી હતી. સવિતા મસ્તક ઉપર શ્રી પ્રભુને અને સામે પોતાના સ્વ. પતિને હંમેશાં રાખતી. પ્રિય વિઠ્ઠલનું સ્થૂલ શરીર અહીં નહોતું, છતાં તેના હૃદયની ઉષ્મા, ચેતના અહીં હતી. તેણે પોતાની સવિતાને માટે જે જે સ્વપ્નાં સેવેલાં, જે જે આશાઓ બાંધેલી, તેના હૃદયમાં જે જે સંસારસેવાની, ધર્મ અને નીતિની પવિત્ર ભાવનાની ઉર્મિઓ ઉછાળી મૂકેલી, તેનું મૂર્ત સ્વરૂપ સવિતાના હૃદયમાં બિરાજમાન હતું. તેનું તીવ્ર સ્મરણ સવિતાના હૃદયમાં રમ્યા કરતું હતું. તેથી જોકે વિઠ્ઠલના સ્થૂલ દેહના કોઇ પણ અવયવની હયાતિ હાથ આવે તેમ નહોતી, છતાં સવિતા નિશદિન પોતાના પ્રિયતમના સાન્નિધ્યમાંજ રહેતી. તેને વિયોગનું દુઃખ નહોતું. પુષ્પાએ તેને તે દિવસે શિખવાડેલું, કે "જ્યારે તેમની આરાધના કરશો ત્યારે તે સામે આવીને ઉભા રહેશે. તમે તેમની આજ્ઞા માગજો અને તે જે આજ્ઞા આપે તે પ્રમાણે કરજો." અને સવિતાએ પણ તેવુંજ અનુભવ્યું. નરસિંહભાઇ અને પુષ્પાવતી દરરોજ બે કલાક સવિતાની સાથે ગાળતાં. જુદા જુદા વિષયોનાં પુસ્તકો નરસિંહભાઇ તે બન્નેને વંચાવતા અને તે ઉપર ચર્ચા કરતાં. દર રવિવારે 'નવજીવન'ની ખૂબ રાહ જોવાતી. તેમાં આવતાં વિવિધ વિષય ઉપરનાં લખાણો રસપૂર્વક વંચાતાં. વૈધવ્ય, પતિવ્રત, પત્નીવ્રત વિષેના પૂજ્ય મહાત્માજીના વિચારો વાંચી, તે ઉપર ચર્ચા કરી, વિધવાની દુર્દશાના અને ત્યાગમૂર્તિ વિષેના લેખો વાંચી તેઓનું હૃદય

રહતું. આમ હરરોજના એકબીજાના સહવાસથી, નરસિંહ-ભાઇના સર્વે વિષયોના પરિચયથી, જીવનના ઉંચા આદર્શોને જીવનમાં ઉતારવાની કુશળતાથી, તેમજ તેના હૃદયના સ્નેહ-ભાવથી સવિતા અને પુષ્પા બંનેનાં જીવનમાં કંઇક અનેરો પલટો થયો. પ્રેમ, ભક્તિ, આનંદ, ઉત્સાહ, જિજ્ઞાસા, એ સૌના વાતાવરણથી સવિતાના અને પુષ્પાના જીવનના દિવસો વિતવા લાગ્યા.

નરસિંહભાઇની સલાહથી બે વર્ષ સુધી એ જ પદ્ધતિએ સવિતા ઘરમાં રહી. શોક પાળવાની તુચ્છ લૌકિક દૃષ્ટિએ નહિ. પણ તપશ્ચર્યા કરી પોતાના હૃદયને પરિપકવ બનાવવાની ઉચ્ચ દૃષ્ટિએ ઘરની બહાર નહિ જવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. અને જેમ સવિતા તેમ પુષ્પા પણ તેની સાથેજ રહેતી. બે વરસમાં સવિતા પોતાના ખંડમાં બેઠાં બેઠાં સકળ સંસારના અનુભવ લેવા લાગી. 'પિંડે તે બ્રહ્માણ્ડે' એ વેદાન્તસૂત્રનો તેને અનુભવ થયો. બન્ને દેવીઓ માનસિક તેમજ શારીરિક તપશ્ચર્યાને પ્રતાપે, તીવ્ર ઇચ્છા-શક્તિ અને ધગશને પ્રતાપે, હૃદયની શુદ્ધતા અને પવિત્રતાને પ્રતાપે આ સંસારને સુંદર કાર્યક્ષેત્ર સમાન દેખવા લાગી. આમ અવનવી રચનામાં, મુશ્કેલીઓના ઉકેલમાં અને ભવિષ્યમાં પ્રિયજનના સ્મરણાર્થે કાંઇ કાંઇ સેવા કરવાના ઉલ્લાસમાં સવિતાના દિવસો જવા લાગ્યા.

આમ અઢી વરસ વીતી ગયાં. નરસિંહભાઇ ઘરની દેખરેખ પોતાના એક કાકાને સોંપી જાત્રાએ ગયા. સવિતા,

પુષ્પા, રવીન્દ્ર, તેમની પાંચેક વર્ષની નાની દિકરી મધુ તથા એક નોકર એમ પાંચ જણ સાથે હતાં. ભારતવર્ષની આઠેય દિશાનાં પવિત્ર ઐતિહાસિક સ્થળો જોયાં. જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં સામાજિક કે ધાર્મિક સંસ્થાઓ હોય તેની કાર્યપ્રણાલી જુએ. જેમ પ્રાચીન કાળના પ્રભાવશાળી પુરુષોના પવિત્ર જીવનને યાદ કરી, તેઓની તપશ્ચર્યાથી પાવન થએલાં તીર્થનાં તેનાં પૂર્વસ્મરણ લાવી દર્શન કર્યાં, તેમ જ આધુનિક સંતપુરુષોનાં, દેશ ને પ્રભુભક્તિમાં જીવન અર્પનાર સ્વાર્થત્યાગી અને સેવાભાવી પુરુષોનાં અને તેમની વિવિધ કૃતિઓનાં દર્શન કર્યાં અને સહવાસ સાધ્યા. આખા ભારતવર્ષના અંતરમાં ફરી ભારતવર્ષનું સાચું દર્શન તેઓએ કરી લીધું. આમ ભારતની યાત્રામાં છ માસ ગાળી ઘેર આવ્યાં.

## ૪

આજે દેવશયની એકાદશી છે. નરસિંહભાઇ સાંજના પાંચ વાગ્યે ગામની બહાર આવેલી પોતાની નાની વાડીની મધ્યમાં એક વિશાળ બોરસલ્લીના ઝાડની ખુશબોદાર છાયામાં બાંકડા ઉપર બેઠા છે. જાણે કોઇની રાહ જોતા હોય તેમ વારે ઘડીએ વાડીના દ્વાર સામે નજર ફેંકે છે. એટલામાં દેવોના દૂત સમો રવીન્દ્ર કૂદતો આવતો જણાયો. દૂરથી પોતાના બાપુને દેખી જોરથી તેના તરફ દોડી ગયો. મધુ પણ સમજી ગઇ અને તેની પાછળ તે પણ દોડી. રવીન્દ્ર નરસિંહભાઇના ખોળામાં બેઠો, મધુ પણ દોડતી આવીને તેમના ખોળામાં પડી. બંને

ભાઇબેન નરસિંહભાઇના ખોળામાં લપાઈ ગયાં. નરસિંહ-ભાઇએ પોતાના બન્ને હાથથી બન્નેને ખૂબ થાબડયાં અને પૂછ્યું: "સવિતાફોઇ કયાં ગયાં?"

રવીન્દ્રે કહ્યું: "એ તો મારાં બા સાથે પેલું ઘર જોવા ગયાં છે."

થોડી વાર થઇ ને સવિતા તથા પુષ્પા બન્ને આવ્યાં. સાથે સવિતાની બે વિધવા સહિયરો હતી. ચારેય નરસિંહભાઇની સામે પડેલા મોટા બાંકડા ઉપર બેઠાં.

"કેમ શું જોવા ગયાં હતાં?" નરસિંહભાઇએ પૂછયું.

પુષ્પાએ જવાબ આપ્યો: "આપણી વાડીનો ઓરડો અને ઓસરીઓ જોઇ."

"તે તો બધું અવડ પડયું હશે. તે જોવાની કેમ ઇચ્છા થઇ?"

સવિતાએ કહ્યું: "મોટાભાઇ! તમે રજા આપો અને અમારી માગણી સ્વીકારો તો એક વિચાર અમે કરીએ છીએ."

નરસિંહભાઇ ઉત્સુકતાપૂર્વક બોલ્યા: "બેન, તારે માટે વળી મારી રજા શી? જે ઇચ્છા હોય તે કહે."

સવિતા હર્ષથી બોલી: "હવે આપણે ઘેર બહુ સ્ત્રીઓનો જમાવ થાય છે. દશ પંદર સ્ત્રીઓની સંખ્યા હતી, ત્યાં સુધી તો અગવડ નહોતી પડતી. પણ હવે તો ચાળીસેકની સંખ્યા થાય છે, એટલે જગોની ભીડ પડે છે. તેથી અમને

લાગે છે કે આ વાડીના આપણા મકાનમાં વ્યવસ્થા થાય તો બહુ સુગમ પડે. એકાન્તનું અકાન્ત, નજીકનું નજીક, હવા સારી અને બધી વાતે સગવડ છે.”

“ઓહો! એ જ ને! એમ કરો.” નરસિંહભાઇએ કહ્યું.

“પણ તે સહેલું નથી. પછી અમે અહીં આવીશું એટલે અહીં ત્રિયારાજ્ય ચાલવાનું. તમારાથી કે કોઇ પુરુષથી આ વાડીના ઝાંપામાં નહિ પેસાય. પછી તમારાથી વાડીનો ઉપભોગ કરવા નહિ અવાય.”

“કાંઇ ફિકર નહિ, એમાં શું? બીજી કોઇ જગોએ ફરવા જઇશું.”

“અને મકાનમાં કાંઇ ઠીકઠાક કરવું પણ પડશે.”

“એ ખ્યાલ પણ તારા બોલવા સાથે જ મારા મનમાં આવી ગયો છે. એ બધી તજવીજ પંદર દિવસમાં કરી નાખી આ મકાન તું કહીશ તેવું તૈયાર કરી આપીશ.”

સવિતાએ પોતાની પાસે બેઠેલાં સૂરજબેનને પૂછ્યું: “કેમ સૂરજબેન! અહીં આવતાં કોઇને કાંઇ વાંધો તો નહિ આવે? જગો સારી છે.”

સૂરજબેને સંમતિ આપી: “જગો બહુ જ સારી છે. મકાન પણ પૂરતું છે. પેલી ઓસરીઓએ જાળી ભરાવી દેવાય તો સારી મગતાસ મળે. અને વાંધો અહીં શો હોય? હું તો નાની હતી ત્યારે ઘણી વખત ગંગાબેન અને કાશીબેન સાથે અહીં રમવા આવતી.”

આમ વાત કરી બધાં ઉઠયાં. ઉઠતાં ઉઠતાં હર્ષપૂર્વક સવિતાએ ભાભીને ખભે હાથ મૂકી કહ્યું: "પુષ્પાભાભી, તમે કહેતાં હતાં તે સાચું પડયું. મોટાભાઇએ તો તરત જ હા પાડી."

પુષ્પા કંઇક શ્રદ્ધાથી અને કંઇક મજાકથી બોલી: "એ શું ના પાડે? અને એ ના પાડે તો આપણા બે મત વિરુદ્ધ તેમનો એક મત શા કામનો? એ તો તમે ઠીક કર્યું કે તમે મોટાભાઇ સમજીને વિવેકની ખાતર તેમને પૂછયું. મેં તો ના જ કહ્યું હતું કે એમાં પૂછવું છે શું!"

નરસિંહભાઇએ પુષ્પાનો અધિકારપૂર્વકનો સપાટો સાંભળી મંદ હાસ્ય કર્યું. સૌ ત્યાંથી છુટાં થયાં. સવિતાદેવ આભમાંથી સરી પડયા. દેવમંદિરોમાં આર્તિના ઘંટાઓ અને ઝાંઝ-મૃદંગ વાગવા લાગ્યાં. પક્ષીઓ પોતાની દિનચર્યા પૂરી કરી કિરતારની યાદમાં કલ્લોલ કરતાં વૃક્ષોમાં ભરાઇ ગયાં.

## ૫

વિજયાદશમીને આજે દશ દિવસ બાકી છે. નરસિંહ-ભાઇએ છેલ્લા એક માસ થયાં ખંત અને કાળજીથી કારીગર અને મજૂરોની મદદથી વાડીના મકાનની બરોબર મરામત કરી. બારીબારણાં, નવાં જાળીઆં, નવી ઓસરી ને તેની જાળી, હાટીઆં તથા ખીંટીઓ, વગેરે સગવડમાં જે જે ખામીઓ હતી તે સૌની યોગ્ય વ્યવસ્થા પુષ્પાની અને સવિતાની સૂચના પ્રમાણે કરી દીધી. મકાનને ધોળાવી વાપરવા

માટે તૈયાર કર્યું, તેમજ જે જે કાંઇ કામચલાઉ સાધનો પોતાને ત્યાં હતાં તે લાવીને ગોઠવી દીધાં. આજે નરસિંહભાઇ પોતાના મિત્રમંડળ તથા અંગ્રેજી નિશાળના મુખ્ય શિક્ષક સાથે વાડીમાં ફરવા આવ્યા છે. આખા ગામમાં વાત તો થઇ રહી છે કે નરસિંહભાઇને ઘેર જે સ્ત્રીવર્ગ બેસે છે, તેમાં વધારે સંખ્યા થવાથી હવે મોટી ભાગોળ પાસેની નરસિંહભાઇની વાડી વાળા મકાનમાં તે વર્ગ ખસેડવામાં આવશે. આ કારણે કેટલીક બેનો નિરાશ થએલી, કેટલીક રાજી થએલી. સાસુજી એટલે દૂર જવા રજા નહિ આપે તો? એવી શંકાથી નિરાશ થએલી; અને હવે રોજ ગામ બહારની સ્વચ્છ હવામાં કેવો આનંદ થશે એવા વિચારથી કેટલીક બેનો રાજી થએલી. નરસિંહભાઇએ પોતાના મિત્રમંડળને મકાનની બધી વ્યવસ્થા બતાવી. મકાનના ચોકમાં નાખેલા બાંકડા ઉપર બધા બેઠા. પાંચેક મિનિટની ચૂપકીદી પછી ડાહ્યાભાઇ બોલ્યા: "આપણને આજકાલ સંસ્થાઓ કાઢવાનો વાયરો વાયો છે. ઇંટોના ઢગલા ખડકીને એક પાટિયું મારી દીધું કે અમુક અમુક સંસ્થા, અથવા તેનો હેવાલ છપાવી દીધો, એટલે પત્યું."

ડાહ્યાભાઇની ટીકા સાંભળી નરસિંહભાઇ નમ્ર ભાવે બોલ્યા: "એમ કેમ ડાહ્યાભાઇ? તમે જે ભાવે આ કડક ટીકા કરી એ ભાવને હું માન્ય કરૂં છું. પણ સંસ્થાઓનો વાયરો મને નથી વાયો." ડાહ્યાભાઇ તુરત બોલી ઉઠયા: "તો પછી તમે મકાન તો તૈયાર કર્યું, પણ અંદર શીખનાર કોણ, શીખવનાર કોણ, શીખવવાનું શું, એ બધાનો વિચાર કર્યો છે?"

ગોવર્ધનભાઇ: "ડાહ્યાભાઈ, તમે તો સાવ અજાણ્યા લાગો છો. ખરેખર, તમને કયાંથી ખબર હોય? તમે તો પરમ દિવસે જ આફ્રિકાથી આવ્યા, એટલે જાણ્યું પણ નહિ હોય. નરસિંહભાઇને ત્યાં આજ બાર માસથી સ્ત્રીવર્ગ બેસે છે. તેમાં લગભગ ૩૦થી ૪૦ની સંખ્યા રહે છે."

ડાહ્યાભાઇ વચ્ચે બોલી ઉઠયા: "અને તે વર્ગ કોણ ચલાવે છે?"

ઇશ્વિરભાઇ: "નરસિંહભાઇનાં વિધવા બેન સવિતાબેન અને તેમનાં પત્ની પુષ્પાવતી બેન કામ કરે છે. મારી મણિ જાય છે, તે બંનેનાં ખૂબ વખાણ કરે છે. કેટલીક વખત વર્ગમાં શું શું કર્યું તેની હકીકત પૂછું છું, ત્યારે હું તો સાંભળીને નવાઇ પામું છું, કે આજકાલ આપણા કૉલેજિયનો પણ દેશહિતની કે સમાજસેવાની જે કેટલીક વાતો નથી ચર્ચતા, તે વાતોની ચર્ચા ત્યાં બહુ રસપૂર્વક થાય છે. ધાર્મિક ચર્ચા અને વાચન પણ થાય છે."

મગનભાઇ: "અને મારી નાની બેન કુસુમ તો ગુંથણ અને શીવણકામ એટલું સરસ શીખી ગઇ છે કે સુંદર! મારાં અને નવનીતનાં કપડાં, ગળપટ્ટા અને મોજાં તો હવે તે જ તૈયાર કરે છે."

છોટાભાઇ: "સંગીત પણ શીખવે છે. અમારી ચંચળ નાની છે. તેનો રાગ તો પ્રથમથી જ મધુર છે, પણ જ્યારથી નરસિંહભાઇને ત્યાં વર્ગમાં જાય છે અને પ્રાર્થનામાં બેસે છે, ત્યારથી નવનવાં ભજનકીર્તન સુંદર રાગ અને ઢબ સાથે

એવાં લલકારે છે, કે બે ઘડી શાન્તિથી સાંભળીને આપણું કલેજું શાંત પડે.”

દેસાઇભાઈ: “એ બધું ઠીક, પણ મેં તો જ્યારથી જાણ્યું છે ત્યારથી મને બહુ આનંદ થાય છે. મારા ભાઈની દીકરી શાન્તા છે તો બાર વરસની, પણ આજ સુધી તેની માનું અનુકરણ કરીને બારણે કોઈ ગરીબગરબું આવે તો ધમકાવીને કાઢી મૂકે. પણ થોડા દિવસથી તે નરસિંહભાઇને ઘેર જાય છે, એટલે હવે તેના હૃદયમાં અજબ ફેરફાર થઇ ગયો છે. ગઈ કાલે કોઇ ગરીબગરબું રસ્તામાં ફરતું હતું, તેને દયાથી ઘેર બોલાવી લાવી. રાંધેલું ને રોટલો ધરીને કહેવા લાગી કે ‘તને બહુ ભૂખ લાગી છે? લે, અહીં બેસ ખા, પછી તને પાણી આપીશ.’ હું તો આ જોઈને નવાઇ પામ્યો કે આ છોડીમાં આ દયાભાવ ક્યાંથી આવ્યો? આ મૃદુતા ક્યાંથી?”

બાબુભાઇ: “એ તો બધું ઠીક. પણ તે બધાં કામને ટપી જાય એવું એક સુંદર કામ ત્યાં થાય છે. મારા મોટા-ભાઇનાં વિધવા ગંગાભાભી અને પાડોશમાં ઝવેરકાકાનાં વિધવા દીકરી ઝવેરબેન આખો દિવસ છીંકણીની ચપટીઓ ભરતાં અને ગામગીતાં ગાતાં, બીજું કાંઈ સૂઝેજ નહિ. એક પોતાની સાસુ સાથે કજિયો કરે, બીજી પોતાની ભોજાઈ સાથે હોડ બકે. આમ અમારા મહોલ્લામાં ત્રાસ વર્તાવતાં. શરૂઆતમાં નરસિંહભાઈનાં બેનના વૈધવ્યસમયે તો તે બંનેએ તે નાની બાળાને પોતાના જેવી બનાવવાને આભ ધરતી એક કરેલાં. ન ફાવ્યાં એટલે એક દિવસ

ઉપેક્ષાની દૃષ્ટિએ ઉપહાસ કરવાની દાનતથી ત્યાં જઈ ચઢયાં. સવિતાબેન અને પુષ્પાવતીની નમ્રતા, વિવેક અને પ્રેમથી તેઓ તો આભાં જ બની ગયાં. પછી તો બીજી વાર ગયાં, ત્રીજી વાર ગયાં. એમ કરતાં કરતાં બે માસથી લાગલાગટ જાય છે. હું બારિકાઇથી તપાસું છું કે રોજ રોજ કાંઇ નવી નવી વાતો હોય. એક દિવસ છીંકણી ત્યજી હોય, તો બીજે દિવસે રેંટીએ બેસવાનો ઠરાવ કર્યો હોય કે ત્રીજે દિવસે કોઇની બગદોઇ ન કરવાનો ઠરાવ કર્યો હોય. આમ પ્રગતિ થતી ગઇ અને આજે બંને વિધવા બેનો શાન્ત, પવિત્ર, નમ્ર અને ભક્તિભાવી થયાં છે. બન્ને જણુ પોતાના ઘરનાં સ્ત્રીપુરુષનાં લુગડાં પોતે જ શીવી આપે છે. ત્યાં તુલસીકૃત રામાયણનો જે ભાગ વાંચ્યો હોય, તે ભાગ પોતાને ઘેર બધાં પાડોશીને ભેગાં કરીને વાંચે છે અને કેવું સરસ સમજાવે છે કે આપણને પણ તેવું સમજાવતાં ન આવડે."

ડાહ્યાભાઇએ તો આ બધું વર્ણન મોં પહોળું રાખી સાંભળ્યાં જ કર્યું. અને પછી બોલ્યા: "ભાઈ, અમને તો ખબર જ નથી. અમે તો આફ્રિકે જઇએ છીએ. દુઃખના માર્યા પુતળીઓને સાથે લેઇ જઇએ છીએ, પણ સાવ બાઘી. કાંઇ આવડત નહિ, કાંઇ ચાલાકી કે ચપળતા નહિ. કાંઇ પહેરવા ઓઢવામાં ન જાણે, ચાલતાં ન આવડે. અંગ્રેજીનો 'ઢ' જાણતી ન હોય. અમે સીનેમામાં લેઇ જઇએ તો બાઘી બાઘી જોઇ રહે, કાંઈ સમજે નહિ. અહીં આવી સંસ્થાઓ હોય અને તેમાં કાંઇ કેળવાય, કાંઇ અંગ્રેજી પણ શીખે, તો અમારી પત્નીઓ સાથે ફરતાં અમારે

પરદેશમાં શરમાવું ન પડે. પણ નરસિંહભાઇ, તમે અહીં વર્ગ લાવશો તો સંખ્યા વધશે. ત્યારે તેનો ચાલુ ખર્ચ નિભાવવો, ભવિષ્યમાં તેને ટકાવી રાખવો, વગેરે બધાનો વિચાર કર્યો છે ?”

ઇશ્વરભાઇ: “મેં સાંભળ્યું છે કે જ્યાં સુધી આ સંસ્થા ટકી રહે, ત્યાં સુધી આ મકાન સાથેની બધી વાડી નરસિંહ-ભાઇ સંસ્થાને સોંપશે.”

ડાહ્યાભાઇ: “પણ શિક્ષક તરીકે બીજી કોઇ સારી ભણેલી શિક્ષિકા લાવવી પડશે ને ?”

નરસિંહભાઇએ નમ્રતાથી જવાબ આપ્યો: “હું માનું છું અને છેલ્લા વરસના અનુભવ ઉપરથી કહી શકું છું કે બેન સવિતા અને તેની ભાભી આ કામમાં એવાં પાવરધાં થઇ ગયાં છે, કે બીજી કોઇની જરૂર નહિ પડે. અને તેઓ બંને જીવશે ત્યાં સુધી તો ચિંતા જ નથી.”

ડાહ્યાભાઇ: “એટલે શું તેમણે આ જ કાર્ય માટે પોતાનું જીવન અર્પ્યું છે ?”

નરસિંહભાઇ: “હા, તેમણે એવો નિશ્ચય કર્યો છે અને પ્રસંગે તે નિશ્ચય જાહેર પણ કરશે.”

ડાહ્યાભાઇનું હૃદય પ્રફુલ્લ થયું. ટટ્ટાર બેસી એકદમ ગર્જી ઉઠ્યા: “શાબાસ! શાબાશ! આ તો વળી નવી વધાઇ! અને સંસ્થાના ખર્ચનું શું ?”

નરસિંહભાઇ: "તેનો વિચાર તો થઇ રહેશે. હાલ તુરત તો દર માસે પચાસ રૂપીઆથી પતી રહે તેમ છે. અને મારાં માતુશ્રીના સ્મરણ નિમિત્તે મુકરર કરેલા પાંચસો રૂપીઆ છે તેમાંથી ખર્ચ થશે. પછીથી કોઇ હરિનો લાલ સૌ જાગી રહેશે."

જશભાઈ: "નરસિંહભાઇ! એમ અલેલટપ્પે સંસ્થા ન ચાલે. તેની આર્થિક સ્થિતિ પણ ચોક્કસ થવી જોઇએ. આપણે પ્રયાસ કરીએ તો સહેજે પાંચેક હજાર રૂપીઆ થાય. શું ગામમાં બધા મરવા પડ્યા છે? બારમાં અને લગ્નમાં હજારથી દશ હજાર સુધી ખર્ચે છે, તો પછી આમાં સો બસો આપતાં શું થાય છે?"

ડાહ્યાભાઇએ ઉત્તેજિત થઇને કહ્યું: "ભાઈ, તમે બધા લખણી કરતા હો તો પાંચસો રૂપીઆ હું આપીશ; અને ગામમાંથી એકંદરે પાંચ હજાર ભેગા કરો તો હું આફ્રિકાથી આપણા ગામના ભાઇઓ તેમજ અન્ય મિત્રમંડળ તરફથી પાંચ હજાર રૂપીઆ જરૂર ભેગા કરી શકીશ."

નરસિંહભાઇનો આનંદ ઉછળ્યો. તેમણે કહ્યું: "ત્યારે તો કહેવું શું? સવિતા અને પુષ્પા તો સ્વર્ગગંગાનું અહીં અવતરણ કરાવીને ગામને પાવન કરે. તે બંનેને સેવા કરવાનો ભારે ઉમંગ છે. પણ આ કામ તો જશભાઇ, તમે અને આ માસ્તર સાહેબ હાથમાં લો તો જરૂર થાય એમ હું માનું છું. કેમ માસ્તર સાહેબ?"

માસ્તર સાહેબ: "જરૂર, મને પણ શ્રદ્ધા છે કે જશભાઇ મને મદદ કરે તો પાંચ હજારમાં શું જોયું?"

સાંજ પડી છે. સીમમાંથી આવતી ગાયોના પગરવટની ધૂળથી આકાશ છવાયું છે અને ગાયોના સાદથી વાતાવરણ ગાજી રહ્યું છે. દૂર દૂરથી દેવમંદિરોમાં ઘંટા વાગે છે. ભાગોળે આવેલા સ્વામિનારાયણના મંદિરમાં સત્સંગીઓ તાળીઓ પાડી આર્તિ બોલે છે. આપણા સર્વ મિત્રો પણ ત્યાંથી ઉઠી સૌ સૌને ઘેર ચાલ્યા જાય છે.



# પુણ્ય પુનર્લગ્ન

## ૧

આજે સંવત ૧૯૭૭ના ચૈત્ર સુદ નવમીનો પરમ પવિત્ર દિવસ છે, શ્રી રામચંદ્રની જયન્તિનો શુભદિન છે. ડાકોર તીર્થક્ષેત્રમાં શ્રી રણછોડજીના આશ્રય નીચે ગોમતીજીને કાંઠે આવેલા કિશાબાપાના ઉતારામાં પાટીદાર યુવકો અને યુવતીઓનાં ટોળાં જામેલાં છે. અહીં આજે પાટીદાર યુવક-મંડળ અને પાટીદાર ભગીનિસમાજની ચાલુ સાલની બેઠક છે. ચરોતર, કાનમ, વાકળ અને દશકોશીના પાટીદાર યુવકો અને યુવતીએ મળી આશરે દોઢસોની સંખ્યા હાજર છે.

બપોરનો એક વાગ્યો ને સભા ગોઠવાઈ. પ્રથમ દિવસનું ભાષણોનું કામ પૂરૂં થયું. પછી જુદા જુદા ઠરાવો મૂકાયા.

"૧૮ વર્ષથી નાની ઉમરના દીકરા અને ૧૫ વર્ષથી નાની ઉમરની દીકરીનાં લગ્ન નહિ કરવાં અને તેમાં ભાગ ન લેવો." "જાન બે દિવસ રાખવી, જાનમાં બે દિવસ રહેવું." "મરણનિમિત્તે પ્રેતભોજન કે અન્ય કોઇ જમણુ-વરો કરવો નહિ." "જેમ કન્યાવિક્રય કરવો એ પાતક છે, તેમ વરવિક્રય કરવો એ પણ પાતક છે; માટે પરઠણ વગેરેની કંઇ પણ શરત કરીને એ રીતે વરવિક્રય કરવો નહિ."

આવા ઘણા ઠરાવો મૂકાયા અને ગરમાગરમ ચર્ચાઓ થયા બાદ પસાર પણ થયા. છેવટે એક કાગળના કકડા ઉપર લખેલો ઠરાવ રજુ કરવા ભાઈ મગનભાઈ ઉભા થયા. બધાંની દૃષ્ટિ મગનભાઇ પ્રત્યે હતી. ઠરાવ ગંભીર હતો. ઠરાવ રજુ કરવા મગનભાઈ ઉભા થએલા, પણ બધાંનાં હૃદય ધબકતાં હતાં. ભાઈ મગનભાઇએ ઠરાવ મુક્યો: "પાટીદાર કોમમાં વિધવા બેનોને બળાત્કારથી વૈધવ્ય પળાવવામાં આવે છે, તે માટે પાટીદાર યુવકમંડળની અને પાટીદાર ભગીનીસમાજની આ પરિષદ પોતાનો વિરોધ દર્શાવે છે; અને આ જુલમમાંથી મુક્ત થવા માટે પુનર્લગ્ન કરનાર વિધવા બેનો પ્રત્યે આ બેઠક પોતાની સહાનુભૂતિ ધરાવે છે."

ઉપરના ઠરાવના સમર્થનમાં ભાઈ મગનભાઇએ કહ્યું: "હું મારા આ ઠરાવના સમર્થનમાં ભાષણ કરવા નથી ઇચ્છતો. આ ઠરાવ મેં મારા હાથમાં હૃદયના દૃઢ નિશ્ચય સાથે મુક્યો છે. મારો આ ઠરાવ રજુ કરતાં મારી હજારો કુમળી બેનો જેઓ વૈધવ્યના દુ:ખથી રિબાય છે, તેમનાં કુમળાં હૃદયના કકળાટના ધ્વનિ હું સાંભળી રહ્યો છું. એક બાજુ જ્યારે આ કરુણાજનક દૃશ્ય મારી સામે ખડું છે, ત્યારે બીજી બાજુએ પુરુષવર્ગની નિર્લજ્જતા પણ તેનું રાક્ષસી રૂપ ધારણ કરી મારી સામે ખડી રહી છે. હું જોઇ રહ્યો છું કે વિધવાઓનાં દુ:ખદ આંસુઓના પ્રવાહમાં આપણો સમાજ ડુબકાં મારે છે, સમાજના જુલમથી રિબાતી મારી વિધવા બેનોમાં હૃદયની ભડકે બળતી જ્વાળામાં આપણો સમાજ ભસ્મીભૂત થવા બેઠો છે. વિધવા બેનોને આ સમાજના

જુલમમાંથી બચાવવી અને સમાજને આ નિર્મળ દુર્ભાગી બેનોના શાપમાંથી બચાવવો, એ દરેક યુવકનું કર્તવ્ય છે. તે કર્તવ્યના પાલનના પ્રથમ પગથિયા રૂપે હું આ ઠરાવ રજુ કરૂં છું. આ ઠરાવની પાછળ તમારૂં પ્રોત્સાહન મને મળશે કે નહિ તેની મને ખબર નથી. પણ આ ઠરાવના પાલનમાં હું પેલા શ્રી રણછોડજીની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું, કે મારા વાલીપણા નીચે કોઇ પણ વિધવા બેનની ઇચ્છા હશે તો હું જરૂર તેનું પુનર્લગ્ન કરાવીશ."

બધા આભા બની ગયા. કેટલાક નિર્બળ મનના યુવકોને લાગ્યું કે આ તો ભયંકર બંડ કહેવાય. ભાઇ મગનભાઇ આમ પોતાના ઠરાવ પ્રમાણે વર્તવાની પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી નીચે બેઠા અને બીજી બાજુથી રૂપાની ઘંટડી જેવો મધુર અવાજ આવ્યો: "મારી વહાલી બેનો અને ભાઇઓ, ...." એટલામાં "કમળાબેન, વચ્ચે આવીને બોલો," એવો અવાજ આવ્યો.

કમળાબેન વચમાં ઉભાં અને બોલ્યાં: "ભાઇ મગનભાઇના ઠરાવને અનુમોદન આપવા હું ઉભી છું. તમે નવજુવાનો અહીં બેઠા છો, તેમનું હૃદય ક્રૂરતાથી ભરેલું છે કે પ્રેમશૌર્યથી ભરેલું છે? હું તમારી બેન છું. મને વૈધવ્યનાં વીતક વીતી ગયાં છે. મારાં માબાપ અને સ્નેહીઓના પ્રેમભર્યા સંસ્કારને પ્રતાપે હું મારાં દુઃખ શમાવી શકી છું. પણ ભાઇ મગનભાઇએ કહ્યું તેવી જવાળાઓ એક સમયે મારા હૃદયમાં પણ બળતી હતી. અને હાલ

અનેક બેનોના હૃદયમાં એ જ જ્વાળા સળગતી હું જોઉં છું. મને નવાઈ લાગે છે કે યુવાનીનો દાવો કરતા મારા વીર ભાઇઓ નિર્લજ્જ થઇ બધું જોયા કરે છે! તમારી દૃષ્ટિ સામે તમારી નાની બેન વૈધવ્યમાં રિબાતી હોય, ત્યારે આ સંસારના વૈભવવિલાસ માણતાં તમારૂં કાળજું કહ્યું કેમ કરે છે? જરાય સંકોચ નથી થતો? જરાય લજવાતા નથી? આ વીસમી સદીના સ્વતંત્રતાના વાતાવરણમાં ભણ્યા-ગણ્યા, સંસ્કારી ને સુધરેલા હોવાનો દાવો કરો છો; છતાં તમારી નાની બેન, પુષ્પ જેવી કોમળ અને ગાવડી જેવી નિર્દોષ બેન વૈધવ્યના અગ્નિમાં તમારી નજર સામે બળતી વિલાપ કરતી જોવા છતાં, તમે વિધુર થયે ઘોડે ચઢી પાછા ઉઘલતાં તમને જરાય અરેરાટી નથી છુટતી? તમે નિર્લજ્જ અને નિષ્ઠુર બની તમારા શયનગૃહમાં તમારી પુતળીઓને ભેટવા શું મોં લેઇને જાઓ છો? પાટીદાર કોમના વીર યુવકો તરીકે તમારી ફરજ તો એ છે કે જ્યારે તમને આવી કરુણાજનક દશામાં પણ તમારી પત્નીઓને ભેટવાનું મન થાય, ત્યારે તો ધગધગતી લોઢાની મૂર્તિઓને ભેટી તમારી જાતને ભસ્મીભૂત કરી, તમારાં કરેલાં પાપનાં પ્રાયશ્ચિત્ત કરો. મારા ભાઇઓ, તમે આવા વીર નહિ બનો તો તમારી હાલની નિર્લજ્જતાના અને નિષ્ઠુરતાના ઝેરી વાતાવરણમાં સમસ્ત સમાજ નષ્ટ થશે. માટે આ ઠરાવનું પાલન કરવા તૈયાર થાઓ. આ ઠરાવને અનુમોદન મારી પ્રતિજ્ઞા સાથે આપું છું કે 'મારી વિધવાબેનોની સેવામાં જ મારી જિંદગી હું ખપાવી દઇશ.' "

કમળાબેનના ઉદ્ગારોથી તો વાતાવરણ ગરમાગરમ ને ગંભીર બની ગયું. ખાદીનાં વસ્ત્રોએ સજ્જ થએલા અને અસહકારની હિલચાલમાં કૉલેજ છોડી ગુજરાત વિદ્યાપીઠમાં અભ્યાસ કરતા ભાઇ જયન્તિભાઇ અજબ તેજસ્વી મુખમુદ્રાથી સર્વેને આકર્ષતા ઉભા થયા અને બોલ્યા: "હું કાંઇ વધારે બોલવા માગતો નથી. પૂજ્ય બેને યુવકો માટે જે માગણી પ્રદર્શિત કરી તે હું સમજ્યો છું. મારા હૃદયમાં એ વાત ઘણા દિવસોથી રમી રહી છે, પણ મને સૂઝ પડતી નહોતી કે મારે શું કરવું? આજે મને સૂઝ પડી. મને મારો રસ્તો સ્વચ્છ દેખાયો છે. મારા ઘણા મિત્રો જાણે છે કે એક માસથી હું વિધુર થયો છું. મારી સ્વર્ગસ્થ પત્નીના સાચા વફાદાર પતિ અને પ્રેમી તરીકે તેમજ મારી પીડાતી વિધવા બેનોના એક ભાઇ તરીકે હું પ્રતિજ્ઞા કરૂં છું, કે "હું પવિત્ર અને સંયમી દશામાં રહી મારી વિધવા બેનોની સેવા અર્થે જ મારૂં જીવન અર્પું છું."

ભાઇ જયન્તિભાઇ પોતાની પ્રતિજ્ઞા કરીને બેસે, તે પહેલાં તો જેમાં તેમાં બંડ કરવું જ ગમે છે એવા ઓગણીસ વર્ષના, જુવાનીને આંગણે રમતા મણિભાઇ છાતી કાઢીને ઉભા થયા અને બોલ્યા: "હું કાંઇ સાધુ થવા ઇચ્છતો નથી. મારે તો આ સંસારમાં ખૂબ ઘૂમવું છે. આખો સંસાર જયન્તિભાઇ જેવો સાધુ થાય તો સંસાર ચાલે જ કેમ? એટલે હું તો એ વિધવા બેનોના દુઃખનિવારણનો એક બીજો જ રસ્તો જોઉં છું, કે યુવકોએ પુનર્લગ્ન કરવા તૈયાર થવું. અને આને અનુસરીને આપ સર્વ

ભાઈબેનો સમક્ષ હું પ્રતિજ્ઞા કરૂં છું, કે "હું હજી કુંવારો છું અને મને યોગ્ય વિધવા મળશે તો જ તેને પરણીશ; નહિ તો જિંદગીભર કુંવારો રહીશ."

ગજબ થયો! તાળીઓના ગડગડાટ થયા. આનંદ આનંદ વર્તી રહ્યો. ઠરાવની વિરુદ્ધ થવાની કોઇની હિંમત ન ચાલી, સર્વાનુમતે ઠરાવ પસાર થયો. બધાંએ કહેવા માંડયું કે આપણું કામ આજે ફત્તેહ થયું, પરિષદો તો આવીજ થવી જોઇએ. આમ બધાંને આત્મસંતોષ થયો. પરિષદનું કામ પૂર્ણ થયું. સર્વ ભાઇબેનો નવી પ્રેરણા અને નવો ઉત્સાહ પામી શ્રી રણછોડજીનો પ્રસાદ લેઇને પોતપોતાને ગામ ગયાં.

૨

મગનભાઈ તો નડિયાદના વતની. આઠેક વર્ષ ઉપર તેમનાં માતાપિતા જીવતાં હતાં, ત્યારે તેમની હાલ પંદરેક વર્ષની બેન નિર્મળાને પરણાવેલી. કર્મવશાત્ દીકરીને પરણાવ્યા પછી બાર જ માસમાં મગનભાઇનાં માતાપિતા ઇન્ફ્લુઅંઝાનાં ભોગ થયાથી સ્વર્ગવાસી થયાં. પણ તે તો મગનભાઇએ સહન કરી લીધું. મુશ્કેલી આવતા પહેલાં એમ લાગે છે, કે 'અમુક થશે તો મારાથી શી રીતે સહન થશે?' પણ જ્યારે તે ખચિત આવી જ પડે છે, ત્યારે તો આપણું હૃદય તેને સહન કરી લેવા તૈયાર જ હોય છે. આમ ભાઈ, મગનભાઈના ઉપર એક બીજી વિપત્તિ આવી પડી.

તેમની બેન નિર્મળાનો પતિ પણ બીજે જ વર્ષે ગુજરી ગયો. આ બેને હજી સસરાનું ઘર તો જોયું જ નહોતું. પતિનાં દર્શન થએલાં, પણ એકબીજાના હૃદયનો પરિચય તો થયો જ નહોતો. એવામાં આ કારમો બનાવ બન્યો. બિચારી બાળક નિર્મળા નાની ઉમરે જ અનાથ બની, વૈધવ્યને પામી. તેને બિચારીને સમજ પણ નહોતી પડતી કે પોતાનું શું થયું. મગનભાઇને આનું ભારે દુઃખ લાગ્યું. દિવસો વિતવા માંડ્યા. જેમ જેમ પ્રસંગ પ્રાપ્ત થયા, તેમ તેમ સમયને વરતીને મગનભાઇએ હિંમતથી પોતાનું કામ ચલાવવા માંડ્યું. આમ છ માસ વીત્યા.

એક દિવસ નિર્મળા પહેલે માળે ઓરડામાં એકલી બેઠી હતી. પોતાની નિરાધાર દશાનો ખ્યાલ કરતાં ગભરાઇ અને અકળાઇ રડવા લાગી. હૃદયનો ડુમો કેમે શમે નહિ. જાણે વૃક્ષથી તુટી પડેલી વેલ પવનના પ્રચંડ વંટોળિયાથી આમ તેમ ધૂળમાં રગદોળાયા જાય, તેમ નિર્મળા ભોંય ઉપર આળોટવા લાગી. કકળતે હૃદયે નિસાસા નાખતી બોલવા લાગી: "હે ભગવાન! મારૂં જીવતર કોને આધારે પૂરૂં થશે? મારૂં કોણ આ સંસારમાં?" એવામાં મગન-ભાઈ પાસેના ઓરડામાં બેઠેલા, તેમને કાને કંઇક અવાજ પડતાં ધીરે પગલે પરસાળમાં આવ્યા, તો નિર્મળાની આ દયામણી દશા જોઇ. તેના ઉદ્‌ગારો સાંભળ્યા: "હે ભગવાન! મારૂં જીવતર કોને આધારે પૂરૂં થશે? મારૂં કોણ આ સંસારમાં?" મગનભાઈ થોભ્યા. બેનની દયામણી દશા જોઇ તેમનું હૃદય દ્રવી રહ્યું. પોતાની સહોદર નાનકડી દુઃખી

બેનની દયામણી દશા જોઇ કયા નિષ્ઠુર ભાઇનું હ્રદય ન દ્રવે? તેમણે ઓરડામાં પગ મૂક્યો. નિર્મળાએ પગરવ સાંભળી ઉંચું જોયું. મોટાભાઇને દેખી મર્યાદાથી શરીર સંભાળી નીચું મોં રાખી બેઠી થઇ. મગનભાઇ બેનની સામે બેઠા. તેમની આંખમાં પણ આંસુ હતાં. બેનના દુઃખના આર્તનાદથી તેમનું હ્રદય આર્દ્રતાથી ઉભરાતું હતું. એક હાથે રૂમાલ વતી પોતાનાં આંસુ લોહતા અને બીજો હાથ નિર્મળાને માથે વાત્સલ્યભાવે ફેરવતા મગનભાઇ બોલ્યા: "બેન, રડીશ નહિ, છાની રહે." પોતાની પત્નીને બૂમ મારી: "મણિ, પાણી લાવ." મણિ પાણી લાવી. ભાઇએ પાણીનો પ્યાલો ભરી બેનને પાણી પાયું. તેનાં આંસુ લોહ્યાં. મણિ દયામણી મુખમુદ્રાએ પાસે ઉભી જ રહી. થોડી ક્ષણોની ચુપકીદી પછી મગનભાઇ નિર્મળાને હેતભાવે કહેવા લાગ્યા: "નિર્મળા! હું તારો રાત્રિદિવસ વિચાર કરૂં છું. મારે શું કરવું? મારાથી તારૂં દુઃખ જોવાતું નથી. તું સુખી થાય તેમ કરવા હું તૈયાર છું."

નિર્મળા શું બોલે? મોટા ભાઇની પાસે નાની બેન શું બોલે? જવાબમાં તેને કંપારી આવી અને આંખમાંથી આંસુની ધારા છુટી નિકળી! મગનભાઇનું હૈયું વળી ભરાયું. તેમણે લાંબો નિસાસો નાખ્યો. નિસાસાને અંતે જાણ્યે કંઇ પ્રેરણા મળી હોય તેમ વાત્સલ્યભાવે બોલ્યા: "નિર્મળા! જો, હું તારો ભાઇ. મને તારા જેવું કોઇ વહાલું નથી. તારૂં દુઃખ મારાથી સહન થતું નથી. પણ હું કહું તે કરીશ?"

નિર્મળા ડુસકાં ભરતી બોલી: "શું?"

મગનભાઇ સ્વસ્થ થઇને બોલ્યા: "જો બેન! આમ રડી મરીશ નહિ. તને શ્રદ્ધા હોય કે હું તારો ભાઇ તારા દુ:ખનો ભાગીઓ છું, તો કંઇ પણ સંકોચ વિના હું પૂછું તેનો જવાબ મને આપીશ?"

નિરાશાભર્યે સાદે નિર્મળા બોલી: "હું તમને શો જવાબ આપું? તમે તો મારા મોટા ભાઇ!"

"જો નિર્મળા, આ જગતમાં ભાઇને બેન જેવું બીજું કોણ વહાલું હોય? તું તારી આ સ્થિતિમાં મારી આગળ તારૂં હૃદય નહિ ખોલે, તો કોની પાસે ખોલશે? મારા અને તારા શરીરમાં આપણાં સૂરજબાનું એક જ લોહી વહે છે. તારૂં સુખ તે મારૂં સુખ અને તારૂં દુ:ખ તે મારૂં દુ:ખ. એટલે તારા ભાઇને તું ચાહતી હોય તો અને મને મુંઝવણમાં ન નાખવા ઇચ્છતી હોય તો કાંઇ પણ સંકોચ વિના હું પૂછું તેનો જવાબ તું આપ, બેન!"

"મોટાભાઇ, તમે શું પૂછવા ઇચ્છો છો? મને જેવું આવડશે તેવો જવાબ આપીશ."

"જો બેન, તું હજી બહુ નાની છે. આ સંસારમાં આખી જિંદગી પૂરી કરવાની છે. માબાપે તો તને પરણાવી, પણ પ્રભુને તે ન ગમ્યું, એટલે એણે તને તું હતી તેવી કરી. આ વિકટ જગતમાં એકલી, અટુલી, ઓશિયાળી અને નિરાધાર જિંદગી ગુજારવી બહુ વસમી છે. અને આખી જિંદગી તને આમ રિબાતી મારાથી સહન ન થાય.

મને લોકલાજની પરવા નથી. ગમે તે ભોગે તું સુખી થાય તેમ કરવા હું તૈયાર છું. પણ હું કહું તે તું કબુલ કરીશ?"

નિર્મળાથી સમજાયું નહિ કે ભાઇને શું કહેવું છે. છતાં આજ્ઞાધીન વૃત્તિને તાબે થઇ બોલી: "તમારૂં કહેવું નહિ માનું, તો બીજા કોનું કહેવું મારે માનવાનું હતું?"

"જો બેન! હું તો એમ જ માનું છું કે તારૂં લગ્ન જ થયું નથી. હવે તું તારી સ્વેચ્છાથી લગ્ન કર. કાંઇ લાંબો વિચાર કરીશ નહિ. મારૂં કહ્યું માનીને તું મને તારી સંમતિ આપ."

જાણે વજ્ર પડયું હોય તેમ નિર્મળા ચમકી! કંપી ઉઠી; મૂગી બેસી રહી.

"નિર્મળા, કેમ બોલતી નથી? જરા ય સંકોચ ન રાખીશ. હું અત્યારે તારો એકલો ભાઇ જ નથી, પણ સૂરજબા ય હું છું, બાપુ ય હું છું. મૂર્ખ બાળક માબાપ પાસે બોલે, તેમ મારી પાસે તું બોલી નાખ."

"એમ કેમ બને? આપણાથી એમ કેમ થાય?" અંતે હિમ્મત કરી નિર્મળા બોલી.

"જે ધર્મ્ય હોય તે કરવું જ જોઇએ. તું મને રજા આપ."

"હું શી રીતે રજા આપું? ધર્માધર્મનું મને ભાન નથી, યોગ્યાયોગ્યની મને સૂઝ નથી. તમે કહો છો તેમ કરીને હું કયે મોંઢે જગતમાં ફરી શકું? તમારી આબરૂના કાંકરા કરૂં? મારાં માબાપને લજવું? મારા કુળને કલંક લગાડું?"

મગનભાઇ ગંભીર ભાવે બોલ્યા: "તેમ કરવાથી મારી આબરૂ નહિ જાય, તેથી તો વધશે. તારા જેવી ગરીબ ગાવડી સમી બેનના સુખી હૃદયના આશીર્વાદથી મારૂં કુળ ઉજળું થશે. તારા જીવનને ભોગે તે વળી મારી ઇજ્જત સચવાતી હશે? એ બધી મુર્ખાઇ છે. આપણે અનાચાર આચરીએ તો આપણી કુળની આબરૂના કાંકરા થાય, આપણાં માબાપના નામને કલંક લાગે. પણ આપણે આપણી મર્યાદામાં રહેવું છે. તું તારી જિંદગીમાં શીલ, મર્યાદા, ધર્મ અને નીતિ ન છોડીશ, એટલે ઇજ્જતઆબરૂ સચવાઇ રહેશે. મારૂં કહ્યું માન. અજ્ઞાન નાતિલાઓની મુર્ખાઇ ભરી માન્યતાઓથી ડરીશ નહિ. મારી આબરૂનો વિચાર તો મારે કરવાનો છે. તારે તેની શી ચિંતા કરવાની હોય?"

નિર્મળાને કાંઇ સૂઝ ન પડી. એ તો અકળાઇ ગઇ. ભરેલે હૈયે આંસુ સારતાં તે બોલી: "મોટાભાઈ, મને કંઇ સૂઝ પડતી નથી. તમે અને આ મારાં ભાભી મારાં માવતર છો. મારાં માબાપને લજવનારી હું ન બનું, તમારૂં નાક કાપનારી હું ન બનું, એમ થાય તેવું કહેશો તે કરીશ."

મગનભાઇએ દૃઢતાથી કહ્યું: "તું આખી જિંદગી આમ રિબાઉં, તેના પાપથી તો મારા કુળનું ધનોતપનોત નિકળી જાય. લોકલાજને અને મિથ્યા આબરૂને નામે તારૂં સમગ્ર જીવન દુઃખમય થાય, તારૂં હૃદય નિશદિન રિબાયા કરે, તેની હાય મારી આબરૂને અને મારા જીવતરને લાગે અને મારી જડ કાઢી નાખે તારૂં દુઃખ મારાથી સહન

નથી થતું. તારૂં સુખ એ મારી આબરૂ, તારા અંતરનો આશીર્વાદ એ મારા કુળની શોભા, તારા હૃદયની પ્રસન્નતા એ મારા ઘરની રિદ્ધિસિદ્ધિ. માટે મૂંઝાઈશ નહિ. મારા ઉપર બધું જોખમ મૂકી દે. છતાં તને કંઈ સૂઝી આવે તો વિચાર કરજે અને મને વિનાસંકોચ કહેજે."

આમ કહી મગનભાઈ પાસેના ઓરડામાં ગયા. મણિ નિર્મળાને ઉઠાડીને આશ્વાસન આપતી નીચે લેઈ ગઈ.

૩

દિવસો વિતવા લાગ્યા. મગનભાઇના મનમાં સંકલ્પની ઘડભાંજ થયાં જ કરે. એક દિવસ સવારે દશ વાગ્યે મગનભાઈએ નિર્મળાને કહ્યું: "બેન, હું નાહીધોઇ જમીને પરવારૂં, એટલામાં મારા ઓરડામાં સાફસુફ કરી બધી વસ્તુઓ વ્યવસ્થિત ગોઠવી દેઇશ?"

મોટાભાઇની સૂચના મળ્યાથી નિર્મળાએ મેડે ચઢી સાવરણી લેઈ પૂંજો વાળ્યો. ટેબલ ઉપરની ચોપડીઓ ગોઠવતી હતી, એટલામાં ખુલ્લા પડેલા એક પત્ર ઉપર તેની નજર પડી. સહજ જિજ્ઞાસા થઇ, શરૂઆતની લીટી વાંચતાં જિજ્ઞાસા વધી. પત્ર વાંચવા લાગી:

"પ્રિય ભાઇ મણિભાઇ,

"હું તમને ઓળખું છું. ડાકોરની પરિષદમાં તમારો ઉત્સાહ, તમારી નિડરતા, જુવાનીનું તમારૂં જોમ અને

સમાજની દુષ્ટ રૂઢિઓ પ્રત્યેની તમારી બંડખોર વૃત્તિ, એ સર્વ મેં જોયું હતું; અને તે હજી સુધી મારા હૃદયમાં મૂર્તિમંત વસી રહ્યું છે. આમ બીજા પરિચય વિના પણ હું તમને સાચી રીતે ઓળખી રહ્યો છું. પ્રભુપ્રેરણાથી તમારી સાથે વિશેષ પરિચયમાં આવવા આજે હું ઇચ્છું છું. મેં મારા મિત્રો દ્વારા જાણ્યું છે કે તમે ડાકોર મુકામે શ્રી રણછોડજીના આશ્રય નીચે જે પ્રતિજ્ઞા કરેલી તેમાં મક્કમ રહ્યા છો. તમો આપણી નાતમાં ગણાતા સારા કુટુંબના યુવક છો એ હું જાણું છું. તમારા લગ્નસંબંધ માટે ઘણા ઉમેદવારોને તમે નિરાશ કર્યા છે એ પણ હું જાણું છું. અને તમે હજુ સુધી તમારી પ્રતિજ્ઞાને વળગી રહ્યા છો એવી ખાત્રી થયાથી મને ભારે હર્ષ થયો છે. તમારે કોઇ યોગ્ય બાળવિધવા સાથે જ લગ્ન કરવું, એવી તમારી પ્રતિજ્ઞા પાળવાનો પ્રસંગ વધાવી લેવા તમે તૈયાર છો? તૈયાર હશો તો હું તમને જરૂર મદદરૂપ થઈ પડીશ. માટે મને તમારો મિત્ર સમજી કંઇ પણ સંકોચ વિના મને તમારૂં સાચું દિલ જણાવશો. નિશ્ચય પહેલાં ભવિષ્યની બધી મુશ્કેલીઓનો વિચાર કરજો. સમુદ્રમાં પડયા પછી પાણી દેખી ગભરાવાય તો તુરત ડૂબી મરાય, માટે ભવિષ્યનો વિચાર કરી મારા પ્રત્યે વિશ્વાસ રાખી મને તમારો સ્પષ્ટ નિર્ણય જણાવશો.

"તમારો સ્નેહાધીન

"મગનભાઇના વન્દેમાતરમ્"

કાગળ વાંચી નિર્મળા તો આશ્ચર્ય પામી. તેને ખ્યાલ નહિ કે તેના ભાઇ તે દિવસના પ્રસંગ પછી તેનો જ વિચાર કરી રહ્યા હશે. અને શું પાટીદારની નાતમાં સારા ગણાતા કુટુંબમાં પણ આવા યુવકો છે? પણ પાછું એક વિચારનું મોજું આવ્યું: “એમ કેમ થાય? હું કેવી હલકી ગણાઉં? મારાં માબાપને કલંક લાગે. અરે પ્રભુએ મને આ ભાંજ-ઘડમાં ક્યાં નાખી?” પાછો નિર્મળાએ તે કાગળ વાંચ્યો. “શું મોટાભાઇ ખચિત મારો વિચાર કરે છે? કારણ શું? તે કહે છે કે જાણે મારૂં લગ્ન જ થયું નથી. એમ કેમ? મને યાદ છે: કાલે જ સવારે લગ્નની ધામધુમ થએલી, હું પરણેલી, બ્રાહ્મણોએ મારૂં લગ્ન કરાવેલું. તે સમયે મારા હૃદયમાં કંઇ કંઇ ઉમળકા હતા. પણ બધા ય ઉમળકા નિરાશા-રૂપે મને વળગ્યા. મારી ભાવના મારા હૃદયમાં જ રહી. હું તેને મારા અંતરમાં થાપી મારા હૃદયનાથ તરીકે આરાધું, તેના સ્નેહસાન્નિધ્યમાં રહી હું તેની થાઉં અને તેને મારો કરૂં, તે પહેલાં તો તે મને મૂકી ચાલ્યો ગયો. પ્રભુ તેના આત્માને શાન્તિ આપો! મારી ભાવનાનાં મંગળાચરણ પણ ન મંડાયાં. ભાઈ કહે છે કે મારૂં લગ્ન જ નથી થયું, તેનો આવો કંઇ અર્થ હશે! પણ મારા દિલની વાત તેમણે કેમ જાણી? મારા તરફ તેમનો અગાધ પ્રેમ છે, એટલે મારૂં દિલ કેમ ન જાણે? પણ તેમનો આ વિચાર સારો છે? નાતમાં એકેય દાખલો નથી પડ્યો. હોળીનું પહેલું નાળિ-યેર હું? ભાઇ આમ કરે તો આખી નાતનો અપજશ મારે માથે? પણ હું શું કરૂં? મને શું કરવું તે સૂઝતું જ નથી?

હું જેને પાલવે પડી છું તે ભાઇ જ્યાં મારા જેવી ગાવડીને દોરશે ત્યાં દોરાઇશ. પ્રભુ, પાપ હોય તો માફ કરજે. માતા-પિતા! હું નિર્દોષ છું, હું નિર્બળ છું. સ્વર્ગમાં બેઠાં મારા પ્રત્યે રોષ ન કરશો, મારા પ્રત્યે દયાદૃષ્ટિ કરજો. જેવું તેવું પણ હું તો તમારૂં બાળક છું."

આવા વિચારમાં હૈયું ભરાયું. પાસે પડેલી ખુરશી ઉપર બેસી પડી. થોડી વાર હૈયું ખાલી કર્યું. એવામાં ભાઇ જમી રહ્યા હોય એમ લાગ્યું. કાગળ જેમનો તેમ ગોઠવી નિર્મળા નીચે ઉતરી. ભાઇએ જોયું કે બેનની આંખો આંસુભીની છે, એ કાંઇક ગમગીનીમાં છે. પોતાના હેતુ પ્રમાણે નિર્મળાએ કાગળ વાંચ્યો હશે.

નિર્મળાની ભાભી મણિ આ બધું જાણતી હતી. તેને કાંઈક ઠીક અને કંઇક અઠીક લાગતું હતું. પણ તેને નિર્મળા ઉપર દયા બહુ આવતી. નિર્મળા એવી ભલી હતી કે ભાભીને માઠું લાગે એવું કશુંય કરતી નહોતી. મણિ એવા નમ્ર સ્વભાવની અને તાબેદાર હતી કે મગનભાઇની ઇચ્છા વિરુદ્ધ કે તેમના હૃદયને માઠું લાગે એવો એક પણ શબ્દ બોલતી નહિ.

મગનભાઇ ભાવનામય હતા. તેમના લાગણીપ્રધાન હૃદયને દુભવવું કોઇને ગમતું નહિ. આથી કુટુંબમાં શાન્તિ અને મિઠાશ રહેતી. કુટુંબરૂપ તીજોરીમાં શાન્તિ અને મિઠાશરૂપ અમૃતસમ પ્રાણવાયુ છલોછલ ભરેલો હોય, તો પછી ભલેને આજુબાજુ ખારા સમુદ્રનાં મોજાં ઉલટયાં કરે! તેનો

શો ભય? સારો સંસાર ભલેને ખારો હોય, કડવો હોય કે ઝેરી હોય! તેનોય ભય શાને?

પણ ત્યાર પછી રોજ નિર્મળા જિજ્ઞાસુ હૃદયથી ભાઇની પ્રવૃત્તિ નિહાળ્યા કરે. ઉપલા પત્રનો જવાબ જાણવાની તેને ખાસ આતુરતા થઇ. અઠવાડિયું થયું હશે ને ટપાલવાળો એક પત્ર આપી ગયો. 'રવાના: મણિભાઇ, ભાદરણ' એવું બીડેલા પત્રના ખુણામાં લખેલું તે નિર્મળાએ વાંચ્યું. એણે માની લીધું કે પેલા પત્રનો જવાબ હશે. શું લખ્યું હશે તે જાણવાની ઉત્કંઠા થઇ. પણ શી રીતે વાંચે? બીજે દિવસે મગનભાઇનો ઓરડો સાફ કરવા માટે નિર્મળા મેડે ગઇ, ત્યારે પત્ર ટેબલ ઉપર જ પડેલો. મગનભાઇ પણ નિર્મળાના હૃદયને ભવિષ્યની ધારી મૂકેલી યોજનાને અનુકૂળ કેળવવાને હેતુપૂર્વક વ્યવસ્થા કરતા હતા. ભોળી નિર્મળાને તેનો કંઈ ખ્યાલ નહોતો જ. પૂર્ણ સાવચેતીથી પત્ર હાથમાં લીધો. ભડકતી આંખે અને સરવે કાને પત્ર વાંચવા માંડયો:

"ભાઇશ્રી મગનભાઇ,

"તમારો પત્ર અણચિંતવ્યો આવ્યો. વાંચીને બહુ આનંદ થયો. તમારા જેવા સહૃદય મિત્ર પાસેથી મારી પ્રતિજ્ઞાના પાલનમાં મદદની આશાનું વચન મેળવી મને સંતોષ થયો. મારા કામની ગંભીરતાનો મને પૂરતો ખ્યાલ છે. તેમાં આવતી મુશ્કેલીઓના અનુભવનાં મંગળાચરણ તો મને અત્યારથી થવા માંડયાં છે. પણ તેથી હું ડરવાનો નથી. આખા સમાજને પણ બહિષ્કૃત કરીને મારી પ્રતિજ્ઞાનું પાલન

કરવાની મને ઉમેદ છે. પ્રભુ મને તેવી શક્તિ આપે એમ પ્રાર્થના કર્યા કરૂં છું. મને મદદ કરવાની શુભ ભાવનાથી જ મારો નિર્ણય સ્પષ્ટપણે જાણવા માગો છો, એવો વિશ્વાસ રાખી તમને જણાવું છું કે હું પતિવ્રતને અને પત્નીવ્રતને માનનારો છું. આપણા જીવનની પવિત્રતા સચવાવી જોઇએ. પણ હાલ તો આપણા સમાજમાં જીવનની પવિત્રતાના અંધારપિછોડા પાછળ નિર્દોષ બાળવિધવાઓ ઉપર જે જુલમ અને અત્યાચાર ચાલી રહ્યો છે, ધર્મને નામે જે અધર્મ અનીતિ અને અનાચાર ચાલી રહ્યાં છે અને આમાંય પુરુષવર્ગ જે નિર્લજનતા વાપરી રહ્યો છે તેને હું કટ્ટો દુશ્મન છું. આ બૂરી બદીનો નાશ કર્યે જ છૂટકો. આ કર્તવ્યમાં હું ગમે તેવું જોખમ ખેડી શકીશ. મને મારા અંગત સુખ કે ભોગવિલાસની પરવા નથી. આ કર્તવ્ય-પાલનમાં જેમ જેમ હું પિલાઇશ, તેમ તેમ હું અત્યંત સુખ અને સંતોષ પામીશ. મારી સાથે જે બેનનું ભાવિ જોડાશે તેને પણ તે રસ્તે જ દોરીશ. હું તેનો આધાર બનીશ, તે મારો આધાર બનશે. આપણી ન્યાતની કોઈ પણ બાળવિધવા, પછી તે ગમે તે કુટુંબની હોય—એ મારી મર્યાદા છે. મારા જીવનકર્તવ્યમાં વધારે અનુકૂળતા મળે તેવા સંસ્કાર અને સંજોગને પ્રથમ પસંદગી આપું એ સ્વાભાવિક છે. પણ જે બેન મારા કઠણ ભાવિ સાથે જોડાય, તે પોતાની સ્થિતિનો બરાબર વિચાર કરીને જોડાય એ જરૂરનું છે. પાછળથી પશ્ચાતાપનાં આંસુ સારવાં ન પડે. આવા સ્નેહપાત્ર માટે મારા તરફની કાંઇ ત્રુટિ ન જ રહે એવી ખાત્રી દેવાનો પ્રશ્ન

મને ગમતો નથી. એવી શંકામાં મારી નાલાયકીનું સૂચન છે. પ્રભુ સર્વ સારાં વાનાં કરશે એવી મને અડગ શ્રદ્ધા છે.

"આથી વિશેષ હું તમને શો ખુલાસો આપી શકું? આશા છે કે આપને સંતોષ થશે. પત્ર લખશો.

"લિ. તાબેદાર સ્નેહાધીન
"મણિભાઇનાં સ્નેહવંદન."

નિર્મળાએ આ કાગળ વાંચ્યો, ફરી વાંચ્યો, ફરી ફરી વાંચ્યો. 'પતિવ્રત અને પત્નીવ્રતની માન્યતા,' 'જીવનની પવિત્રતા,' 'કઠણ ભાવિ,' વગેરે વસ્તુઓનો નવો વિચાર તેના મગજમાં પેઠો. અને છેલ્લી ખાત્રી તો તેને બહુ જ ગમી. આવા વિચારમાં હવે તેને રસ પડવા લાગ્યો. ભાઇએ ધારેલું કામ પાર પડશે? એ તેને શંકા થવા લાગી. મોટા-ભાઇનો તેના પ્રત્યે સ્નેહ, તેમની અડગતા અને આ બે વાંચેલા પત્રોની ભાવના; એ સૌથી આબરૂ બેઆબરૂનો ડંખ તેના હૃદયમાંથી ભૂંસાવા લાગ્યો. મોટાભાઇએ હાથમાં લીધેલું કામ ફત્તેહ પામે એવી જગન્નાથને નમ્રભાવે તે પ્રાર્થના કરવા લાગી.

પણ આ કામ કંઇ સુલભ નહોતું. વાયરો સંસારમાં વાત લઇ ગયો કે પેલી નિર્મળાનું પુનર્લગ્ન થવાનું છે. વાત ક્યાંથી આવી, કોણે કહી, એનું મૂળ હાથમાં ન લાગ્યું, પણ વાત ફેલાઇ. મગનભાઇનાં નજીકનાં કુટુમ્બી છાનીમાની વાત કરવા લાગ્યાં, પણ મગનભાઇને પૂછવાની કોઇની હિંમત

ન ચાલે. કેટલીક ચબાવલી સ્ત્રીઓ કાંઇ બીજી વાત પૂછવાને બહાને કે ગામપરગામનો સંદેશો કહેવાને બહાને મગનભાઇને ઘેર જાય અને નિર્મળા પ્રત્યે પ્રશ્નસૂચક દૃષ્ટિથી જુએ. પણ મગનભાઇએ મણિને સખ્ત સૂચના આપેલી કે "ખબરદાર, ગમે તેમ થાય પણ ઘરની કોઈ વાત બહાર જાય નહિ." પણ જ્યારે વાત બહુ ચર્ચાવા માંડી ત્યારે મગનભાઈના કુટુમ્બી અને તેમના સમોવડિયા ચતુરભાઇ અને રામભાઇ બન્ને મગનભાઇ પાસે આવ્યા. બધા ઓરડામાં જઇને બેઠા. ચા પાણી પીધાં. બીજી ત્રીજી વાતોમાં ચતુરભાઇએ મગનભાઇને પૂછયું: "મગનભાઇ, એક વાત મારે પૂછવી છે. તમને માઠું તો નહિ લાગે?"

મગનભાઇએ હસતાં હસતાં જવાબ આપ્યો: "મને તમે કંઇ વાત પૂછો તેમાં મારે માઠું શું લગાડવાનું હોય? આવો ડર તમને મારા વિષે કેમ થયો?"

ચતુરભાઇએ તો સીધોજ પ્રશ્ન પૂછયો: "મેં બેન નિર્મળા સંબંધે કંઈક વાત સાંભળી છે તે વાત સત્ય છે? આપણા કુટુમ્બનાં બધાં ગુપચુપ બોલ્યા કરે છે કે મગનભાઇ તો નિર્મળાનું પુનર્લગ્ન કરાવવાના છે."

મગનભાઇ ગંભીરતાપૂર્વક બોલ્યા: "હા, વાત સત્ય છે. હું ઇચ્છું છું કે નિર્મળા પોતાની સંમતિ આપે તો જરૂર હું તેનું પુનર્લગ્ન કરાવું. મેં બધી તજવીજ કરી છે."

ચતુરભાઇ: "પણ ઘરનાં બધાં બહુ કચવાય છે. આ સાંભળીને બધાંનું મોં લેવાઇ ગયું છે."

મગનભાઇ: "એમાં કચવાવાનું શું? બધાંનું મોં શું કામ લેવાઇ જાય?"

રામભાઇ: "કેમ બધાંને શરમ ન આવે? આજ સુધી આપણા સમાજમાં જે નહિ થએલું તે આપણા કુટુમ્બમાં થાય તો કુટુમ્બની આબરૂ ન જાય?"

મગનભાઈ ભવાં ચઢાવી બોલ્યા: "ઠીક! કુટુમ્બની આબરૂ જાય! તો આબરૂ સાચવજો. એમ માનજો કે હું તમારા કુળમાં અંગારો પાકયો. મને તમારો ન ગણજો. કોઇ પૂછે તો કહેજો કે મગનભાઈ અમારા કુટુમ્બમાં નથી."

ચતુરભાઇ નમ્રતાથી બોલ્યા: "પણ તેમાં છેલ્લે પાટલે કેમ બેસી જાઓ છો? કુટુમ્બની મમતાથી અમે તમને કહીએ છીએ. અને મને કે રામભાઇને આમાં બહુ લાગતું નથી, પણ વડીલો બહુ ગુસ્સો કરે છે."

મગનભાઇ ડોકું હલાવતાં બોલ્યા: "ગુસ્સો કરે! કેમ ના કરે? મથુરકાકાની ગંગાબેન મરી ગઇ ત્યારે તો છાના-માના પરોઢીએ ઉઠીને બાળી આવ્યા; તે કલંક તો હજી તાજું છે. આપણા મોતીભાઈનાં વિધવા વહુએ કુવોહવાડો શા માટે શોધ્યો હતો? બાપુકાકાના શિવાભાઈની દીકરી બળી મરેલી તેના ભયંકર સ્મરણથી હજી હું કંપી ઉઠું છું, ત્રાસું છું! હજી પેલા મનોરભાઈની દીકરી હડધૂત થાય છે; તેને નથી સાસરામાં ઉભા રહેવાની જગો કે નથી અહીં આશરો. એ નાની છોડીની જિંદગી શી રીતે જશે તેનો વિચાર કરતાં કંપારી છૂટે છે. આ બધા અત્યાચાર, આ

બધું ગરીબ ગાયો પ્રત્યેનું ઘાતકી વર્તન, આટઆટલી કુળી નિર્દોષ અબળાઓના ખૂનથી ખરડાએલી આપણી આબરૂ સારી શોભતી હશે, ખરીને?"

રામભાઇ: "પણ એ તો છાનુંછૂપું ઢંકાઈ રહેલું."

રામભાઇના મોંમાંથી આ વાક્ય પૂરૂં નિકળ્યું નહિ, ત્યાં તો મગનભાઈનો પુણ્યપ્રકોપ ઉછળ્યો: "રામભાઈ, ચૂપ રહો! આવી દલીલ કરતાં શરમ નથી આવતી? અને તેમાં વળી તમારા જેવા મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ આવી નિર્લજ્જ દલીલ કરે છે? આપણી બેનદીકરીઓ ઉપર જુલમ કરી કુળની આબરૂને નામે બળાત્કારે વૈધવ્ય પળાવવું છે ને પોતે માણસ મટી, પશુ બની, ભાન ભૂલી પશુવૃત્તિને આધીન રહી વિષયવાસનામાં ગુલતાન રહેવું છે! તમારી સ્ત્રીને મરી ગયાં તો ત્રણ માસ થયા નહિ અને પાછા તમે તુરત કેમ ઉઘલ્યા? અને તે ય ગ્રેજ્યુએટની છાપની બે હજાર કિંમત લેઇને? જરા ય વિચાર થયો કે તમે મરી ગયા હોત, તો તમારી વિધવા પત્ની તમારી પેઠે નિર્લજ્જ બનત ખરી? પણ અફસોસ! આપણાં હૃદય એવાં બુઠ્ઠાં બની ગયાં છે કે નીતિ શું, દયા શું, ન્યાય શું, એનું કંઇ જ ભાન આપણને રહ્યું નથી. નિર્મળા બાળવિધવા છે, નિર્દોષ છે, તેને સાસરાનો કંઇ પરિચય નથી. દૈવસંજોગે તેને વૈધવ્ય પ્રાપ્ત થયું તે આપણાં પાપથી. આપણાં પાપના છાંટા તે નિર્દોષ બાળાને ઉડ્યા. હવે તેને મારે બળતા અગ્નિમાં નાખીને તેનું અને તેના ધર્મનું, નીતિનું રક્ષણ

કરવાની આશા રાખવી, કે તેનું જીવન સુખમય નિવડે, ધર્મ અને નીતિમય નિવડે એવી તજવીજ કરવી? હમણાં મેં આપણી ઇજ્જતભર્યા જે બનાવો વર્ણવ્યા તેમાં એક ઉમેરો થાય તો રાજી છો? પાપ ભલેને હજારો વર્ષો સુધી છપું રહે, છતાં તે પાપ જ છે. કરણીનું ફળ અવશ્ય મળે છે. આવાં પાપથી કુળનાં કુળ નાશ પામ્યાં છે, તેમનું નામ-નિશાન પણ નથી રહ્યું. તમે પાપ છૂપાવીને શું કામ મૂછોએ તા દેઇને ફરો છો? તે તો હડકાએલી સિંહણની પેઠે તમારી પૂઠે લાગ્યું છે એમ જ સમજજો. તે તમને ચૂસી ખાશે. તમે ભલે માનો કે એ બધું છૂપું છે, પણ આ જગતમાં છૂપું કાંઈ નથી.”

ચતુરભાઇ ઠંડાગાર થઇ જઇ બોલ્યા: “જરૂર નહિ જ.”

“તો ચતુરભાઈ, હું તો બળી મરૂં છું. તમે કુળ કુળ શું કરો છો? કુળની ઈજ્જત જેટલી મને વહાલી છે તેટલી તમારામાંથી કોઇને પણ વહાલી નહિ હોય! કુળની આબરૂ? હું તો કયાંય દેખતો નથી. બધા ય કુળના કુવામાંથી બદબો છુટે છે. અંદર અનીતિ અને અત્યાચાર રૂપી કીડા ખદબદે છે; અને તેની દુર્ગંધ સમાજમાં કેટલાંયને દુષિત કરે છે. હું સમાજનું દરેક અંગ તપાસું છું, ત્યારે જણાય છે કે નકટાનો સમાજ ભેગો થયો છે. બધા ય નાકે ડુચો દેઇને દુર્ગંધની બૂમો મારે છે. બધા ય જાણે છે કે મારૂં નાક કપાએલું છે તેવું બધાનું કપાએલું છે, છતાં બધા ય પોતાની નાકકટ્ટી ઢાંકી પોતાનાં પાપનો ઢાંકપિછોડો કરવા મથે છે.

આ અધોગતિની કાંઇ પરાકાષ્ટા છે? આ આપણા સમાજ-શરીરનું દરેક અવયવ સડેલું છે એમ તમે નથી જોતા? તમને આ સડો જોઇ કંપારી નથી વછુટતી? રામભાઇ, શું વિચાર કરો છો? તમારા જેવા કેળવણી પામેલા આપણા કુટુમ્બમાં હોય, છતાં ઘાણીના બળદની પેઠે દુષ્ટ રૂઢિરૂપી પાટો બાંધીને ફર્યા કરો, એ તો કુટુંબનું દુર્ભાગ્ય કહેવાય!"

મગનભાઇના પ્રખર વાણીપ્રવાહ સામે રામભાઇએ નીચું ઘાલ્યું, શરમાયા. મગનભાઇએ નમ્રતાથી રામભાઇને ખભે હાથ મૂકી કહ્યું: "રામભાઈ, ચૂપ કેમ થયા? મારા કહેવાથી તમને માઠું લાગ્યું? માઠું લાગ્યું હોય તો માફ કરજો. માઠું લગાડવા હું નથી બોલ્યો, પણ મારા હૃદયમાં બળતી જવાળાની લાહ્ય મારી પાસે બોલાવે છે."

રામભાઇએ ઉંચું જોયું. લાગણીભર્યે હૃદયે તે બોલ્યા: "મગનભાઈ, માફ તો તમારે મને કરવાની છે, કે હું મૂઢ કાંઇ સમજતો નથી અને તમને પીડા કરૂં છું. તમારી વાત મને શબ્દેશબ્દ સત્ય લાગે છે. ખોટી ઇજ્જત અને આબરૂને નામે ખરેખર આપણે અત્યાચાર અને પાપ જ કરી રહ્યા છીએ, મુર્ખાઇ આચરી રહ્યા છીએ. આપણા પાપા-ચરણથી જે બદબો ફેલાય છે, તેને અજ્ઞાન કે મિથ્યાભિમાનથી ખુશબો સમજી મગરૂરીમાં ફરીએ છીએ અને સાચે જ તેનું પરિણામ તમે કહો છો તેવું મહાભયંકર છે. ચતુરભાઇ, ઠીક થયું કે આપણે મગનભાઈ સાથે વાત કરવા આવ્યા. મને તો તેથી ઘણું જાણવાનું મળ્યું. મારી આંખો ઉઘડી ગઇ."

ચતુરભાઇ બોલ્યા: "મેં તો તમને કહ્યું જ હતું કે ઘરડાઓ ભલે બૂમો પાડે. પણ તમને જ શંકા રહેતી હતી."

આ સાંભળી મગનભાઈ હસી પડયા અને બોલ્યા: "ઠીક, હવે તમે બોલો કે તમે મને શી સલાહ આપો છો?"

ચતુરભાઇ: "તમારા વિચારમાં મક્કમ રહો. પ્રભુ તમને ફત્તેહ અર્પે."

"અને રામભાઇ, તમે?"

"હું તો તમારાથી જિતાઇ જ ગયો છું. તમે કહો તો હું તમારી પડખે ઉભો રહું."

"તમે એકલા કેમ? ચતુરભાઇ પણ કેમ નહિ? તમે તો મારા ભાઇઓ છો. ભાઇઓ એક હોઇએ તો આખા જગતને હંફાવીએ અને પાપોને સાફ કરી નાખીએ."

ચતુરભાઇ હસી પડયા: "મગનભાઇ, તમે ય ભારે કરી. અમે તમને મુંડવા આવ્યા ત્યાં તો અમે જ મુંડાઇ ગયા! ભલે, હું પણ તમારે પડખે છું. જરૂર પડયે કહેશો તે મદદ કરીશ."

મગનભાઈને ખૂબ આનંદ થયો. તે બોલી ઉઠયા: "હવે જગત જખ મારે છે. હું બધાયને પહોંચી વળીશ."

ત્રણે કુટુંબી ભાઇઓ ઉઠયા ને પોતપોતાને ઘેર ગયા.

## ૪

કસોટી તો બધાની થાય જ ને? કસોટી સિવાયનું જીવન જીવવાનું હોય તો તે જીવનની કિંમત કેટલી? ભાઈ મણિભાઈ તો નિડર યુવાન હતા. છતાં તેમનેય મુશ્કેલીઓ હતી જ. તેમનાં માતુશ્રી હયાત નહોતાં. મણિભાઇ જેવો જુવાન જોધ પુત્ર હોવા છતાં પિતાશ્રી બીજી વખત પરણ્યા હતા. આથી મણિભાઇને ઓરમાયું થયું હતું. છતાં ઉદાર હૃદયના મણિભાઇને તેનું દુઃખ નહોતું. મણિભાઇની ચપળતા, હોંશિયારી અને નિડરતાથી તેમના એક કાકા વલ્લભભાઇને મણિભાઇ પ્રત્યે ભારે મમતા હતી. વલ્લભભાઈના મનમાં એવી આશાઓ હતી કે આ ભત્રિજો તેમના કુળને તારશે. તેથી મણિભાઇના પિતા કૉલેજના અભ્યાસના ખર્ચ માટે આનાકાની કરે, તો પોતે જોઇતી રકમ આપતા; મણિભાઇને કશી વાતે અગવડ પડવા દેતા નહિ. મણિભાઇ રજામાં ઘેર આવે ત્યારે પોતાને ઘેર ફક્ત ખાવા પૂરતા રહે, બાકીના સમયનો મોટો ભાગ પોતાના કાકાશ્રી વલ્લભભાઇ સાથે જ ગાળે. વલ્લભભાઇની ઉમર પાંત્રીસેક વર્ષની હતી. તેમને નવી રાજકીય અને સામાજિક વિચારશ્રેણીમાં બહુ રસ પડતો. તેમાં તેમને ભારે શ્રદ્ધા હતી, છતાં સાવચેત રહેતા અને સમાજના ચાલુ ધોરણમાં યુક્તિપ્રયુક્તિથી જેટલું નભે તેટલાનો અમલ કરતા. કોઈ પણ પ્રસંગમાં આગ્રહ રાખી એવો પ્રસંગ ઉભો નહોતા કરતા કે જેથી છેલ્લે પાટલે બેસવું પડે. તેમની આ પદ્ધતિ મણિભાઇને નહોતી ગમતી. પ્રસંગ

મળ્યે મણિભાઈ આ સંબંધે ચર્ચા કરતા. કાકા પોતાના ભત્રિજાને સમજી શકતા, પણ અંતે કહેતા કે "એ બધું મારૂં કામ નહિ, તું કર્યા કરજે." મણિભાઈએ ડાકોરની પરિષદમાં જે પ્રતિજ્ઞા લીધેલી, તેની તો બધાંયને ખબર હતી. તેમના પિતાએ જ્યારે જાણ્યું ત્યારે તેમને ખૂબ ગુસ્સો થએલો, મણિભાઇ સાથે કજિયો પણ થએલો. પણ તે સાથે એમને એવીયે ખાત્રી થએલી કે હવે આ છોકરો પોતાનું ધાર્યું જ કરવાનો. વળી તેમને તો એવી પણ શંકા રહ્યા કરતી, કે તેમના ભાઇ વલ્લભભાઇ દ્વેષભાવે પોતાના દીકરાને ખોટી સલાહ આપી, ઉશ્કેરણી કરીને પોતાનું ખોટું દેખાય એવા કિસ્સા ઉભા કરે છે. એટલે એ બે ભાઇઓ વચ્ચે પણ કંઇક અબોલા જેવું હતું, ન છૂટકે જ બોલવા ચાલવાનો વ્યવહાર થતો. મણિભાઇના લગ્નસંબંધ માટે ઘણું ઘણું દબાણ થએલું, પણ મણિભાઇએ માનેલું નહિ. એ તો છાતી કાઢીને કહેતા, કે: "યોગ્ય બાળવિધવા પાટીદાર કોમમાંથી મળશે તોજ લગ્ન કરીશ; નહિ તો કૌમારવ્રત આદરીશ." એટલે મણિભાઇના એ વિચારથી કોઇ અજાણ્યું નહોતું. લોકોની પણ ધીમે ધીમે ખાત્રી થવાથી કોઇ સંબંધ માટે પૂછવા પણ ભાગ્યેજ આવતું. એટલામાં મણિભાઇનો પત્ર વાંચી નડિયાદથી મગનભાઇએ મણિભાઇને આણંદ સ્ટેશને અમુક દિવસે બોલાવેલા; બન્ને મળેલા, મગનભાઇએ પોતાની બેન નિર્મળાની વાત કરેલી. મણિભાઇએ પણ પોતાને જે જે ખાત્રી કરવાની જરૂર હતી તે ખાત્રી કરી લીધી. ફક્ત એકજ વસ્તુ બાકી રહી. મણિભાઇ અને

નિર્મળા બંનેએ એકબીજાને મળી સંમતિ આપવી જોઇએ. મગનભાઇનું ઘર તો અલગ ખડકીમાં હતું, એટલે કોઇ આવ્યું ગયું બીજાને ખબર ન પડે. એક રાત્રે સંકેત પ્રમાણે મણિભાઇ આવ્યા. મગનભાઇ સાથે ખૂબ વાતો કરી, નિર્મળાને બોલાવી. નિર્મળા સમજી તો ગએલી, પણ તેને કાંઇ સૂઝ નહિ પડેલી. પણ પોતાના મોટાભાઇ ઉપર ભારે શ્રદ્ધા હોવાથી આવીને ઉભી રહી. મણિભાઇએ પૂછ્યું: "નિર્મળાબેન, મગનભાઇ ઉપર મેં લખેલો પત્ર તમે વાંચ્યો છે?"

નિર્મળા શું જવાબ આપે? તેણે લજ્જાથી નીચું જોયું. બેનને શરમાતી જોઇ મગનભાઈ બોલ્યા: "બેન, શરમાવાનું કાંઇ કારણ નથી. હું એમ જાણું છું કે તેં એ પત્ર મારા ટેબલ ઉપરથી વાંચ્યો છે, કેમ ખરૂં ને?"

નિર્મળાએ સંકોચથી જવાબ આપ્યો: "હા, મેં વાંચ્યો છે."

મણિભાઇ: "અને એમાં લખેલું તમે સમજ્યાં તો છો ને?"

નિર્મળાએ પાછું નીચું જોયું. જીભ તો કેમેય ઉપડે નહિ. તેના હૃદયનો સંકોચ જોઇ મગનભાઇ બોલ્યા: "નિર્મળાબેન, હવે એમાં શરમાવાનું શું? મારે લીધે સંકોચ થતો હોય તો લે હું ઉઠી જાઉં." એમ કહી મગનભાઇ ઉઠ્યા.

તુરતજ નિર્મળા બોલી ઉઠી: "મોટાભાઈ, તમે બેસો. તમે જશો તો હું ઉભી નહિ રહું. મારી શક્તિ પ્રમાણે હું

સમજી છું. પણ હવે કાંઇ મને પૂછશો નહિ. તમે મારા વડીલ ભાઇ છો. મેં તો તમારા ખોળામાં મારી જાત નાખી છે. મને તમારામાં શ્રદ્ધા છે. તમારી આજ્ઞાનુસાર હું વર્તીશ. જ્યારે મને કાંઇ નહિ ગમે ત્યારે હું તમને કહીશ." એમ કહી નિર્મળા ઓરડાની બહાર નીકળીને પરસાળમાં ઉભી રહી.

મણિભાઇ વિચાર કરતા કરતા બોલ્યા: "બહુ સરળ હૃદય છે. આથી વધારે આશા હું ન રાખી શકું. મને સંતોષ છે. તમારી અનુકૂળતા પ્રમાણે દરેક પ્રસંગે હું વર્તીશ. કયો દિવસ નક્કી કરવો, કઇ જગો નક્કી કરવી, શી શી વ્યવસ્થા કરવી, એ બધું આપની મુન્સફી ઉપર રાખું છું. મને તો ફરમાવશો ત્યારે હું મારા સ્નેહીજનો સાથે આવીશ.

આટલું ચોકસ કરી મણિભાઇ સવારની વહેલી ગાડીમાં ચાલ્યા ગયા. આજ સુધી આ સંબંધે તેમણે કોઇને કાંઇ કહ્યું નહોતું. પણ આ વખતે ઘેર ગયા પછી પ્રસંગ મળતાં કાકાને કહ્યું: "નાનાકાકા, મેં નક્કી કર્યું."

"શું નક્કી કર્યું?" વલ્લભભાઇએ આતુરતાથી પૂછ્યું.

મણિભાઇ: "મારા લગ્નનું."

વલ્લભભાઈ: "કયાં? કોની દીકરી? અમને જણાવ્યું પણ નહિ! તારી આ વર્તણુક મને નથી ગમતી."

મણિભાઇ: "હું આપને શી રીતે જણાવું? મારો રસ્તો ન્યારો હોય, તેમાં તમને જણાવીને શું કરૂં? પ્રભુએ

આબરૂ રાખી. મારી પ્રતિજ્ઞા હવે પાર પડશે. આપણી નાતની સારા ગણાતા ઘરની બાળવિધવાનો સંબંધ મારી સાથે નક્કી થયો. કન્યા સારી અને સંસ્કારી છે."

વલ્લભકાકા ચમકયા: "અરે, આ તું શું કહે છે? આપણાં ગામોમાં સારા કુટુમ્બની બાળ...?"

મણિભાઇ: "હા, હા. હમણાં હું કહીશ નહિ, પણ પાછળથી ખાત્રી થશે.

વલ્લભભાઇ: "પણ મણિભાઇ, શું કહું તને? તારૂં દિલ હું દુભવી શકતો નથી, પણ મને ગોઠતું નથી. જેટલું વિચારીએ એટલું બધુંયે ખડતલ હૃદયથી આચરવા માટેનો આ વ્યવહાર યોગ્ય નથી હોં!"

મણિભાઇ: "ભલે યોગ્ય ન હોય. હું મારે માટે યોગ્ય બનાવી લેઇશ."

"પણ મારી સ્થિતિ તું કેટલી કફોડી કરે છે? મોટાભાઇ તો મારા ઉપર જ વહેમાય છે. તને દૂર કરવો મને ગમતું નથી, અને બીજી બાજુ મોટાભાઇ મને વગોવે છે. મારી સ્થિતિ તો સૂડી વચ્ચે સોપારી જેવી."

મણિભાઇ એકદમ વિચારમાં પડયા અને તુરત જ જાણે કે કાંઇ નિશ્ચય કર્યો હોય તેમ બોલી ઉઠયા: "નાનાકાકા, હું તમારી સ્થિતિ સમજું છું. મારે ખાતર આપ ખરાબ સ્થિતિમાં ન મૂકાઓ એની હું તજવીજ કરીશ."

"તું શાની તજવીજ કરીશ?"

"હું મારે ઘેર રહીશ તો પિતાજીને ક્લેશ થશે. હું અહીં રહીશ તો મને વિશ્વાસ છે કે તમને ગમશે, પણ તમો બન્ને ભાઇઓમાં ભારે વિરોધ થશે; એટલે મારે બીજે જ ઠેકાણે રહેવું જોઇએ. અને જ્યાં જઇને રહું, ત્યાંના ગુજરાનપોષણની પણ મારે ગોઠવણ કરવી જોઇએ."

"નહિ, એમ નહિ. ભલે તું મારે ત્યાં જ રહે. તારા મનમાં માઠું ન લગાડતો, કે આમ કહીને હું તને ખસેડવા ઇચ્છું છું."

"ના ના, સહેજે નહિ. પણ મારે હવે મારો સ્વતંત્ર વિચાર કરવો જ જોઇએને? આપના પ્રત્યે મને પૂર્ણ વિશ્વાસ છે. આપની મારા પ્રત્યેની મમતા અને સહાનુભૂતિથી હું અનેક મુશ્કેલીઓમાં ટકી રહ્યો છું. એટલું કે મને આશીર્વાદ આપજો. હું સ્મરણ કરૂં ત્યારે મને દર્શન આપજો."

"પણ તેં ક્યાં જવા વિચાર કર્યો છે?"

"એ તો હું બે ત્રણ દિવસમાં નક્કી કરીને વ્યવસ્થા કરી આવીશ. બધી યે પેરવી મેં કરી તો મૂકી છે. વડોદરાની એક હાઇ સ્કૂલમાં નોકરીની ગોઠવણ મેં કરી મૂકી છે. ત્યાં રહીશ, નોકરી કરીશ અને સિનિયર બી. એ.નો અભ્યાસ પણ કરીશ. અને હું અહીંથી જાઉં એટલે પિતાજીને પણ દુનિયાનું સાંભળવું મટે અને આપ પણ વિનાસંતાપ રહી શકો. તમે તો કહી દેજો કે છોકરો હાથથી ગયો."

આટલું કહી મણિભાઇ બહાર ગયા. વલ્લભભાઇ વિચારવા લાગ્યા: "આ છોકરો અજબ છે. તેની દૃઢતા અને નિડરતા

વિરલ છે. ધાર્યું કામ ન થાય ત્યાં સુધી તેને ચેન જ ન પડે; અને તે ખાતર જિંદગી આપવી પડે, તોપણ પાછો ન વળે. આવો મરદ છોકરો ભલેને આપણા વિચારથી વિરુદ્ધ વર્તે, છતાં તેના પિતા થવામાં મગરૂરી થાય. પ્રભુ! તેને શક્તિ આપજે, તેનું રક્ષણ કરજે, તેનું કલ્યાણ કરજે!"

૫

સંવત ૧૯૮૫ના આસો સુદિ પૂર્ણિમાનો દિવસ હતો. વડોદરામાં શરદુત્સવનો મેળાવડો જોવા કમળાબેન નડિયાદથી આવેલાં. કમળાબેન વડોદરે જાય તો નિર્મળાબેનને ત્યાં જ ઉતરે, એવો આગ્રહ મગનભાઇએ કરેલો. આજકાલ બે વરસ થયાં નિર્મળાબેન વડોદરે રાજમહેલ ઉપર એક મકાનમાં રહેતાં હતાં. ભાઇ મણિભાઇ અને મગનભાઇની પ્રતિજ્ઞા પૂરી થઇ હતી. અનેક મુશ્કેલીઓ આડે આવી અને ગઇ. છેવટે સમાજ થાકયો. આ યુવાન દંપતીની લગ્નક્રિયા પણ વડોદરામાં જ આર્યસમાજના આશરા હેઠળ થઇ હતી. અને તે બાદ ભાદરણના ભગિનિસમાજના મેળાવડાને પ્રસંગે પણ મણિભાઇ નિર્મળાને લેઇને ગએલા, ત્યારે લોકો તેમની પાછળ આંગળી કરી બોલતા કે "જરા યે લાજશરમ છે? જેણે મૂકી લાજ તેને નાનું સરખું રાજ." કેટલીક વાતો સાંભળીને મણિભાઇ અને નિર્મળા બન્નેને ગમ્મત પડી. ગામમાં તે નિર્મળ દંપતીને કોઇ ઠેકાણેથી આશીર્વાદ મળ્યો હોય તો તે મણિભાઇના કાકા વલ્લભભાઈનો, અને ફરજિયાત

વૈધવ્યના જુલમથી પીડાતી અબળાઓના નિસાસાભર્યા હૃદયનો. પણ તેમને ક્યાં નિર્બળ સમાજના આશીર્વાદની પરવા હતી? પરમેશ્વરનો આશીર્વાદ તેમને અનેક હાથથી મળ્યો હતો.

શ્રીમતી કમળાબેન મગનભાઇના આગ્રહથી મણિભાઇને ત્યાં જ ઉતર્યાં હતાં. નિર્મળા નામ પ્રમાણે નિર્મળ તો હતી જ, શુભ સંસ્કાર તેના લોહીમાં જ હતા; અને તેમાં મહત્ત્વાકાંક્ષાના સમુદ્રનાં મોજાં ઉપર કૂદતા મણિભાઈ મળ્યા. પછી બાકી શું? એ પણ સાચી જીવનસહચરી બની. બન્ને એ મોજાં ઉપર નૃત્ય કરવા લાગ્યાં. શરદુત્સવનો કાર્યક્રમ પૂર્ણ થયા બાદ કમળાબેન ખાસ નિર્મળાની સાથે વાતચીત કરવાના હેતુથી એક દિવસ વધારે રહ્યાં. નિર્મળાનું નાનું સરખું ઘર પણ સ્વચ્છતા અને સુઘડતામાં આદર્શ હતું. ઉપયોગિતા કે શણગારની ખાતર ગોઠવેલ રાચરચીલાની ગોઠવણીમાં કળાનાં દર્શન થતાં. છેલ્લે દિવસે જમીને મણિભાઇ હાઇ સ્કૂલમાં ગયા, ત્યાર બાદ બન્ને જણ પરવારીને બેઠાં. નિર્મળાને ખ્યાલ પણ નહિ, પણ કમળાબેને વાત ઉપાડી.

"નિર્મળાબેન, તમે તો બહુ ભાગ્યશાળી. જેના પોતાના ભાઇ અને પતિ બન્ને મરદ હોય, તેના સદ્‌ભાગ્યમાં શી ખામી હોય?"

નિર્મળા તો શરમાઈ ગઇ. છતાં મર્મમાં બોલી: "તમારાં જ એ બધાં કારસ્થાન! મેં જાણ્યું છે કે આજથી આઠેક વર્ષ ઉપર ડાકોરમાં તમે બધાંને ઉશ્કેરેલાં."

"શું મેં ખોટાં ઉશ્કેરેલાં? મને તો જે લાગતું હતું તે કહેલું. અને મારે તમારી પાસેથી એ જ જાણવું છે. તમે તમારી બધી વાત મને કહો. હું તમારી કથા જાણવા જ આજે રહી છું."

"મારી કથા? હું તો નિર્બળ અબળા, તેની કથામાં શું સાંભળવાનું હોય?"

"ભલે ગમે તેવી હોય. પણ મારે તે જાણવી છે, પહેલેથી આજ સુધીની. કાંઈ છૂપાવશો નહિ. મને તેથી બહુ આશ્વાસન મળશે."

"ઠીક, ત્યારે સાંભળો મારી કથા. મારાં માતાપિતાએ મને લાલનપાલનથી ઉછેરી. તેમના નિર્મળ હૃદયે મને નિર્મળ બનાવી. તેમના શ્રદ્ધાળુ હૃદયે મારા જીવનમાં શ્રદ્ધા રેડી. ૧૪–૧૫ વર્ષની ઉમરે મારૂં લગ્ન થયું. તેમના મૃત્યુએ તેમને ઉતાવળા થવાની પ્રેરણા કરીને મને પરણાવી. પરણવું શું તે હું સમજતી નહિ. પણ નાનપણથી બીજાંને પરણતાં જોતી અને એક દિવસ મારો પણ પરણવાનો વારો આવશે એમ મનમાં ધારતી. મારાં માતાપિતા મારા લગ્નનો લાહવો લેઈ મારો હાથ કોઈ અજાણ્યાને સોંપીને સંતોષ પામ્યાં, પણ તેજ વરસમાં વિકરાળ કાળે તેમનો ગ્રાસ કર્યો. હું તો નમાબાપી થઈ. હજી સુધી આ સંસારમાં માતાપિતા સિવાય કોઇનો આશરો હું જાણતી નહિ, તે આશરો પ્રભુએ છિનવી લીધો. ભાઈનો પ્રેમ હતો, પણ તે તો ભાવિના ઉદરમાં હતો. પણ એક ઉંડી ઉંડી આશા હતી. મારા જીવનની

ઉષા મોટે પરોઢિયે પૂર્વ દિશાનાં ઉંડાણમાં જણાવા લાગી. મને લાગ્યું કે મારા જીવનનું સુખદ પ્રભાત ઉગશે. પણ અરે! આ કમળાબેન, એ તો દેખાયું જ નહિ! એક દિવસ કારમા સમાચાર મળ્યા કે મારાં માતાપિતાએ જેના હાથમાં મારો હાથ સોંપ્યો હતો તે બેવફા નિવડી ચાલ્યા ગયા! પ્રભુ તેમના આત્માને શાન્તિ આપે! માબાપે આપેલું સૌભાગ્ય અધૂરૂં હશે, અલ્પજીવી હશે, એટલે પ્રભુને નહિ ગમ્યું હોય. તેણે તે સૌભાગ્ય છિનવી લીધું. મને તો ખ્યાલ જ નહિ કે સૌભાગ્ય શું હશે? પણ ધીમે ધીમે કાળે બધું યે શીખવ્યું.

સમાજે તો ઈચ્છયું કે હવે મારે મોહમાયા છોડવાં, ભોગવિલાસની આશા ત્યજવી, સંસારના રંગરાગને તિલાંજલિ આપવી. પણ એ કાંઇ સહેજે છોડાય એમ છે? એ તો બીજમાંથી ત્યારે જ અંકુર રૂપે ફૂટતાં હતાં. એમને જેમ જેમ દાબવા પ્રયત્ન કર્યો, તેમ તેમ તે વધારે જોરથી ફુટવા લાગ્યાં. મારી કુળી કુળી લાગણીઓને, રસભરી આશાઓને અને સંસારમાં પ્રેમભર્યા લાહવા લેવાની આકાંક્ષાઓને હું શી રીતે ખુંટી નાખું? મને કાંઇ જ સૂઝ ન પડી. બીજી બાજુ મારી દશામાં પસાર થએલાં કેટલાં યે જીવનો ક્લિષ્ટ થએલાં, પાપભાગી થએલાં, કચરાઇ ગએલાં, વેડફાઇ ગએલાં મેં જોયાં હતાં. અને જ્યારે જ્યારે હું તે તે પ્રસંગો જોતી કે વિચારતી, ત્યારે ત્યારે ધ્રુજી ઉઠતી. અરે શું મારી આવી દશા થશે? આ પાપાચરણથી ભરેલા સંસારમાં હું કેવી રીતે જીવી શકીશ? એવો વિચાર આવ્યા જ કરે. હું કાંઇ બોલું નહિ, જાણે મૂઢ હોઇ કાંઇ સમજતી જ ન હોઉં. છતાં નજર

નાખું, કાંઇ ઉજાશ દેખાય છે? પણ બધેય કારમું અંધારૂં! હું તો છાની છાની રડું અને દિવસો વિતાડું.

એટલામાં એક શુભ પ્રસંગે મારા હ્રદયમાં ઉજાશ જણાયો. મારા મોટાભાઇના ભ્રાતૃસ્નેહ ભર્યા હ્રદયમાંથી તે ઉજાશ મળ્યો. તેમની આંખનાં આંસુ દ્વારા તે ઉજાશ નિતર્યો અને મારાં આંસુ દ્વારા મારા હ્રદયમાં પેઠો. હું આશ્વાસન શોધતી, તેને આશ્વાસન મળ્યું. મારા ભાઇના ખોળામાં માથું મૂક્યું. તેમના પ્રત્યે મને અખૂટ શ્રદ્ધા ઉત્પન્ન થઇ. પણ ભાઇએ તો એમ જ કહ્યું, કે "તારૂં લગ્ન થયું જ નથી. હું તને પરણાવું." આમ કેમ બને? ભાઇએ તો ધર્માધર્મની વાત કરી. પણ મને તેમાં શાની ગમ પડે? હું ધર્માધર્મ, સત્યાસત્ય કે યોગ્યાયોગ્ય કાંઇ સમજી નહિ. જેને પાપ કહીએ છીએ તે તો હું કરી રહી હતી. પાપનું વર્તન એ તો પાપનું સ્થૂલ રૂપ છે. તેનો વિચાર, તેનું ચિંતન તે તેનું સૂક્ષ્મ રૂપ. તેનું બીજ એ તો મારામાં હતું જ. અને આ બીજ ઉગશે અને પાંગરશે, ત્યારે મારી દશા શી થશે એના વિચારથી હું ત્રાસી જતી. આથી મારાં ફરી લગ્નની વાત મોટાભાઇએ મારી આગળ મૂકી, ત્યારે તેમ કરવાથી નવું પાપ ઉભું થશે એવી બીક લાગવાનો સંભવ જ નહોતો એ હું જોતી હતી. મને તો એ જ વિચાર આવ્યો કે મનમાં જે પાપવાસના સેવું છું તેમાંથી બચાશે કે નહિ? એટલે ફરી લગ્ન કરવામાં મને ફક્ત મારા ભાઇની લાગણી ને તેની આબરૂનો પ્રશ્ન રહ્યો. ભાઇની આબરૂની ખાતર, માબાપની આબરૂની ખાતર શંકાશીલ હ્રદયે પણ

હું મારી જિંદગી બરબાદ કરવા તૈયાર હતી. પણ ભાવિની ભયંકરતા દેખી હું કંપતી. આ ભયંકરતામાંથી કેમ છૂટાય? તેમાંથી મારૂં શી રીતે રક્ષણ થાય, તેની મને ભારે ચિંતા હતી. અને એ ચિંતામાંથી મારા મોટાભાઇએ મને ઉગારી. કુળની તેમની ઈજ્જત અને આબરૂનો પ્રશ્ન તેમણે ઉડાવી દીધો. તેમની બેઆબરૂ વિષેનો મારા હૃદયનો ડંખ તેમણે પોતાના હૃદયમાંથી ઉદ્ભવેલા જોરદાર શબ્દો સંભળાવી ભૂંસી નાખ્યો. એટલે પછી ભાઇની માગણીને સ્વીકારવા હું તૈયાર થઇ.

પછી તો દિન ઉગે તેમ મારી ઉત્કંઠા વધે. મારામાં નવું જીવન આવવા માંડયું. માબાપે આપેલું સૌભાગ્ય પ્રભુને ન ગમ્યું, તો હવે પ્રભુ કેવું આપશે તેની જ રાહ હું જોવા લાગી. ગત વર્ષના આગલા વર્ષની વસંતપંચમીને દિને પ્રભુએ મારો હાથ અને મારૂં હૃદય, તેને સાચવી શકે, તેનું કલ્યાણ કરી શકે, તેને દોરી શકે એવાના હાથમાં મૂકયાં. હવે મારી ઉષા પ્રકટી. પછી તો સૂર્યના ભર્ગ દેખાયા, અને સવિતા-નારાયણનાં દર્શન પણ થયાં. બે વર્ષમાં તો હું નહોતી તેવી થઇ. તે મારા શિક્ષક બન્યા, કેટલેક પ્રસંગે મારાં માબાપની જગો સાચવે છે, કેટલેક પ્રસંગે મારા સહચરની જગો સાચવે છે, કેટલેક પ્રસંગે મારા ગુરુની જગો સાચવે છે, છતાં મારા હૃદયના નાથ તો નિરન્તરનાય રહે છે. આમ કરી હું તો હતી સાવ બાઘી, તેનામાં ચેતન પ્રેર્યું; કાંઈક બુદ્ધા હૃદયવાળી, તેનામાં સ્નેહામૃત સિંચ્યું; કાંઇક નીરસ, તેનામાં રસ રેડયો અને કાંઇક મંદમતિ, તેનામાં મતિનું

તેજ ફેંક્યું. આ સંસારના ધર્મપ્રવર્તકોની કથા ભણાવી, દેશપરદેશના સંતપુરુષોનાં ને મહાન નેતાઓનાં જીવનચરિત્રો શિખવ્યાં, પ્રાચીન અર્વાચીન પ્રજાઓના ઇતિહાસની રોમાંચક વાતો સંભળાવી, સમાજસેવાના પાઠ ભણાવ્યા અને સેવાધર્મની દીક્ષા દીધી. આ બે વર્ષમાં હું આટલું શીખી. અને હવે મને જ્યાં લેઇ જાય, ત્યાં જવા તૈયાર છું; જ્યાં ફેંકે, ત્યાં ફેંકાવા તૈયાર છું. મારું આ નાનું ઘર મારી સ્વર્ગભૂમિ છે, આ ઓરડો તેમાંનું નંદનવન છે, આ રાચરચીલું અમારી સાહેબી છે. એ મારા દેવ છે, હું એમની દેવી છું.

"કમળાબેન, માફ કરજો. હું તો તમારાથી બહુ નાની, તમારી નાની બેન જેવી. હું હર્ષના પ્રવાહમાં તણાઈ જઈ કાંઇનું કાંઇ બોલી ગઇ હોઇશ. તેની મને ખબર નથી રહી; પણ મને માફ કરજો, મારી પ્રેમઘેલછા માટે મને ક્ષમા આપજો. મારા મોટાભાઇનું ભલું થજો. તેમણે આ રસ્તો મારે માટે ન લીધો હોત, તો મારી દશા કેવી થાત તેનો વિચાર કરતાં કમકમાટી થઇ આવે છે. પણ હવે પતિવ્રતમાં હું નિમગ્ન રહું છું. મારું શિયળ એ મારી પવિત્ર મૂડી છે. તેનું હું પ્રાણથી પણ વિશેષ જતન કરું છું. જીવનની પવિત્રતા એ મારા સુખી ને પ્રસન્ન જીવનની ચાવી છે. તેને કદી પણ ભ્રષ્ટ થવા દેતી નથી. વધારે શું કહું? કમળાબેન, હવે મનમાં એકજ વસ્તુની ભૂખ રહે છે. આવા પવિત્ર અને આનંદભર્યા જીવનમાંજ મારા પ્રિય સખાના ખોળામાં આ દેહ છોડું એટલે મારા માનવજીવનનું સાફલ્ય. મને બીજી મહત્ત્વાકાંક્ષા નથી. મારા વતી અને મારા જેવી

કેટલીયે દુઃખી અને પતિત બેનો વતી તમે અને ભાઈ જયન્તિલાલે બહુ પ્રયાસ કર્યા છે. પ્રભુ, તમારૂં કલ્યાણ કરો. તમારૂં એ ઋણ ક્યારે ફેડી શકીશ?" આટલું બોલતાં બોલતાં તો નિર્મળાની આંખો અશ્રુથી ઉભરાઇ ગઈ. તે કમળાબેનને પગે લાગી. પ્રેમ અને આભારની લાગણીથી તેની આંખોમાંથી ગંગાજમનાનો પ્રવાહ વહેવા માંડયો.



# વીર વિધવા

## ૧

ગુજરાતમાં ડાકોર એક ભારે જાત્રાધામ ગણાય છે. દરરોજ સેંકડો જાત્રાળુઓ આ પવિત્ર ગણાતા ધામમાં પવિત્ર થવા જાય છે. પૂર્ણિમાને દિવસે હજારોની સંખ્યામાં લોકો જમા થાય છે. આધુનિક સમયે આપણાં જાત્રાનાં સ્થળો કેવાં થયાં છે, તેની કોને ખબર નથી? પ્રભુભક્તો તો રણછોડજીનાં દર્શનની ભાવનાથી આવીને દર્શનનો લાહવો લેઇ વદાય થશે, પણ સમાજના સડા રૂપ હજારો માણસો પાપાચારમાં દિવસો ગાળવા આવાં ધાર્મિક સ્થળોમાં પડયાં રહે છે. પોતાના પરિચિત સમાજથી દૂર આવાં જાત્રાધામનો પાપાચારી મનુષ્યોના રક્ષણ માટે ઠીક ઠીક ઉપયોગ થાય છે. ઉપરાંત નાતોના મેળાવડા કે સંઘોના મેળાવા કરવા હોય તો ડાકોર. યુવાનોનાં મંડળો કે પરિષદો ભરવી હોય તો ડાકોર. ઉતાવળિયું કે અણછાજતું કૃત્ય છાનુંછુપું કરી નાખવું હોય તો ડાકોર. અને વિધવાઓના ગર્ભપાત કરવા હોય તોયે ડાકોર! આજે પણ ગામમાં કાંઇ એવું ધાંધલ છે. ગામના યુવકોએ કાંઇ ભારે ધાંધળ કરી મૂકયું છે. જ્યાં ત્યાં માણસોનાં ટોળે ટોળાં ઉભરાય છે અને કુતૂહલથી પૂછપરછ કરે છે.

આજે અષાઢ સુદિ નવમી છે. આખા વરસનાં રડયાં ખડયાં લગ્નો રહી ગએલાં હોય, તે આ ઢબળી નોમને દિવસે

થાય છે. વનમાં પેઠેલા એક બુઠ્ઠા આદમી ડાકોરના ઠાકોરની શીતળ છાયા નીચે પંદર વર્ષની કન્યાને પરણવાની ઉમેદથી ગઇ કાલે સાંજે સ્નેહીમંડળ સાથે આવેલા છે. માંકડાના મહેલ્લામાં જાદવજી પટેલને ત્યાં વર અને કન્યાનો ઉતારો થએલો જણાય છે. ઘરને બારણે એક મોટી જાજમ બાંધેલી છે. બાજુને ખૂણે જમણવારની તૈયારી ચાલે છે.

પણ આ સંસારમાં છાનું શું રહ્યું છે? અંધારી કોટડીમાં પણ કરેલાં સારાં નરસાં કર્મો ઢાંકયાં કયાં ઢંકાયાં છે? નડિયાદના એક ઉત્સાહી પાટીદાર યુવકને ખબર પડી ગઇ, કે પોતાના પાડોશી કાશીભાઈ માસ્તર પોતાની દીકરીને લેઈને ગઇ કાલે બપોર પછી કયાંક ઉપડી ગયા છે, સાથે ઘરનાં બીજાં માણસો પણ ગયાં છે. તેને શક ગયો, તુરત સ્ટેશને ગયો. તપાસ કરતાં ખબર પડી કે તે બધાં ડાકોર ગયાં છે. કાશીભાઇ માસ્તર ડાકોર કેમ ગયા? અમદાવાદની ગુજરાતી શાળાના મહેતાજી આજે રજા તો છે નહિ, વળી આજે પૂર્ણિમાનો દિવસ પણ છે નહિ, ત્યારે ડાકોર કેમ ગયા હશે? તુરત જ થોડા દિવસ ઉપરનો બનાવ યાદ આવ્યો. તેણે કાંઇ આઘુંપાછું જોયું નહિ, નડિયાદથી લાગલી મોટર લીધી, સીધો ડાકોર! ત્યાં જઇ બેચાર યુવાનોની મદદ લેઇ ગામમાં તપાસ કરી. ખબર પડી કે કરમસદના એક ઘરડા ઢાંઢા જેવા પાટીદાર ડાકોરમાં પરણવા આવ્યા છે. માંકડાના મહેલ્લામાં જાદવજી પટેલને ત્યાં બધી ધામધૂમ થઇ રહી છે. આ વાત સાંભળી તે યુવકોએ પૂરતી તપાસ કરી. અને પછી તો ડાકોરનું યુવકમંડળ થયું ભેગું. ચકલે

ચોટે પાટિયાં લખાયાં, કે "છપ્પન વરસના બુઢ્ઢાનું પંદર વરસની કન્યા સાથે લગ્ન! કરમસદના આ વૃદ્ધ પાટીદાર ડાકોરના જાત્રાધામને નામોશી દેવા આવ્યા છે. ડાકોરના યુવકો અને સજ્જનો, આમ ડાકોરના તીર્થનામને બટ્ટો ન આવવા દેશો. આવું લગ્ન આ સ્થળે નજ થવું જોઈએ."

પછી બાકી શું રહે! જે વાંચે કે જાણે, તે જાય માંક-ડાના મહેલ્લામાં. તમાસાને કંઇ તેડું હોય? ત્યાં તો ખૂબ મેદની જામી. તેમાંય યુવકોએ તો મોરચો માંડ્યો.

ઘરધણી જાદવજી પટેલ અકળાયા. આ પીડા મેં ક્યાં વહોરી? હવે શું થાય? એ તો વરરાજા પાસે ગયા, બધી વાત કરી. બહાર માનવમેદની જામેલી, તે તો લગ્ન જોવાને આવેલાં હશે એમ માની વરરાજા મકલાતા હતા! પણ ઘરધણીએ વિગતે વાત કહી, ત્યારે તો તે પણ વિમાસણમાં પડી ગયા: "આ જુવાનો કશાથી બીતા નથી. દૈવ જાણે ક્યાંથી જાણી જાય છે? ક્યાંથી પાછળ પાછળ આવી પહોંચે છે?" એ તો ઉઠ્યા અને બહાર ડોકિયું કર્યું. તેમની વૃદ્ધાવસ્થા છતાં પરણુ ચઢેલું, તેના તેજનું કિરણ જાણે ન પડતું હોય, તેમ નીચેના ટોળાએ તુરત વરજીને ઓળખી કાઢ્યા.

ડોશીમા બોલ્યાં: "દાંતનું તો ઠેકાણું નથી ને પર-ણવાના આટલા કોડ શા?"

જુવાન સ્ત્રી બોલી: "કહે છે કે તેમને સંતાન નથી, તેથી પરણે છે."

સાથે ઉભેલો જુવાન બોલ્યો: "તેમને સંતાન નથી, તો ક્યાં બ્રહ્માજીની વંશ જવાની હતી તે નાની છોકરીનો જન્મારો બગાડે છે?"

એટલામાં ઘરનો પાડોશી બોલ્યો: "કન્યાનો જન્મારો શેણે બગડે છે? વર તો અમદાવાદ જિલ્લામાં ડેપ્યુટી કલેકટર સાહેબ છે. તેને પરણીને કન્યા તો સુખી થશે, ઘોડાગાડીએ ખેલશે અને ભીંતે માથું અઢેલીને જિંદગીભર ખાશે."

પાસે ઉભેલી એક આધેડ વયની સ્ત્રી આ સાંભળી બોલી ઉઠી: "બળ્યું એ ખાવાનું અને ખાડમાં પડી એવી ઘોડાગાડી કે સુપાલો! આવા જ ઉમળકાથી મેં મારી ધનકોરને પરણાવેલી સાઠ વરસના બુઢ્ઢા સાથે. તેને ત્યાં તો રાજ્ય જેવું હતું, પણ તે બિચારી રાંડી એટલે નિરાધાર થઇ પડી. રાજ્ય જેવું સુખ ક્યાંય ફના થઈ ગયું; ભીંતે અઢેલીને ખાવાનું તો ક્યાંય ગયું, પણ અત્યારે તો ભીંતે માથું અઢેલીને રુએ છે; બહુ અકળાય છે ત્યારે ભીંતે માથું તો અફાળે છે, બા!"

આમ કોલાહલ જામી રહ્યો છે તે ડાહ્યાભાઇએ જોયું. એટલામાં યુવાનોની એક ટુકડી હાથમાં કાળા વાવટા સાથે આવતી જોઈ કે એ ચમક્યા! હવે શું કરવું? એ તો બારીએ ઉભા રહ્યા. યુવકો છજા નીચે આવતાં ડાહ્યાભાઇએ બધાને વેરાઇ જવાનું કહ્યું, અને વેરાઇ નહિ જાય તો બળજબરીથી વિખેરી નાખવામાં આવશે એવી ધમકી આપી. પણ આજના માથાફરેલ જુવાનો એમ ગાંઠે? હવે ડાહ્યાભાઇએ પોતાનો

અમલ ચલાવવાનો નિશ્ચય કર્યો. તેમણે પોલીસ ખાતાના ઉપરિને ચિટ્ઠી લખીને પોતાના લગ્નની બધી વિગત જણાવી. આ લગ્નમાં ધાંધલ કરવા અને અડચણ કરી સુલેહનો ભંગ કરવા કેટલાક લોકો ચળવળ કરે છે, માટે તેઓને ત્યાંથી દૂર ખસેડી નિર્વિઘ્ને લગ્ન કરવામાં પોલિસની મદદ માગી.

પોલિસે ડેપ્યુટી સાહેબની યાદી વાંચી તપાસ કરી. પોલિસને પણ લાગ્યું, કે પોતાનું ગામ મૂકી આટલે દૂર છાનાંછુપાં લગ્ન કરવા ભાગી આવવું, અને સુલેહનો ભંગ થવાનો સંભવ જણાવી પોલિસની મદદ માગવી! સમાજથી વિરુદ્ધ વર્તી સાઠ વરસે પરણવું હોય તો મુશ્કેલી યે આવે. એમાં પોલિસ શું કરે? પોલિસ ન આવી, એટલે અંતે થાકીને ઘરને મેડે જાણે લગ્નક્રિયા કરી દીધી હોય, એમ કન્યાને હાથે મીંઢળ બાંધી બહાર છજામાં ઉભી રાખી ને સૌને દેખાડી—લગ્નનું પ્રદર્શન કરાવ્યું!

યુવાનોએ આ પ્રસંગે પોતાનો ધર્મ વિચારી જોયો. તેમને તો આવા લગ્ન સામે વિરોધ દર્શાવવાનો હતો. તેઓએ શાન્તિથી નીચે ઉભા રહી કાળા વાવટા ઉંચા રાખી લગ્નનો વિરોધ કર્યો. ડાહ્યાભાઇ આમ ઓથે ભરાઇને નડિયાદના કાશીભાઇ માસ્તરની પંદર વરસની કુસુમ સમી દીકરી કમળા સાથે પરણ્યા એમ જગતને જણાવી, બીજે દિવસે સવારે વરકન્યાનું કોડામણું યુગલ અમદાવાદ ગયું.

શાહી બાગમાં કોઈ એક મીલમાલેકના નાના સરખા બંગલામાં ડેપ્યુટી કલેકટર ડાહ્યાભાઈ પટેલ રહે છે. સાથે જ શેઠનો મોટો વિશાળ બંગલો આવેલો છે. સૌ. કમળા આ બંગલામાં સુખસામગ્રીમાં રહે છે. ઘણી વખત શેઠના ઘરનાં છોકરાં કમળા પાસે આવે છે ને બેસે છે. ડેપ્યુટી સાહેબ ઓફિસમાં ગયા હોય, ત્યારે શેઠાણી પણ કમળાને પોતાની પાસે બોલાવે છે. શેઠાણીની વાણીમાં મોહિની અને મિઠાશ છે. જેની સાથે વાત કરે તેને પોતાનું કરી નાખે. કમળા પણ એમજ સમજવા લાગી કે જાણે શેઠાણી તો મારૂં માવતર. એક દિવસ સાંજના એ બે જણ વાતોએ વળગ્યાં.

શેઠાણીએ પૂછ્યું: "પટેલ સાહેબ કયાં ગયા છે?"

કમળાએ જવાબ આપ્યો: "ફરવા."

શેઠાણીએ જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું: "ફરવા માટે એકલા કેમ ગયા છે? તમને ના લેઇ ગયા?"

કમળાએ સંકોચાઇને જવાબ આપ્યો: "મને કહ્યું, પણ હું ના ગઇ. હું તેમની સાથે બહાર નથી જતી."

શેઠાણીએ પૂછ્યું: "એમ કેમ? આખો દિવસ ઘરમાં ગોંધાઇ રહેવું ગમે કેમ? બહાર ફરવા જઇએ તો તાજી હવા મળે, નવા નવા માણસો જોવાના મળે, ને જરા મઝા પડે."

કમળા શો જવાબ આપે? પોતાના મનમાં શું છે તે કેમ બોલાય? એટલે નીચું જોઇ રહી, કંઇ જવાબ ન

આપ્યો. શેઠાણી બહુ મળતાવડાં, એટલે કમળાની આ શરમાળ વૃત્તિ તેમને ન ગમી. ધીરે રહી ટકોર કરી: "શરમાયાં કેમ? આમ શરમાઓ તે મારી પાસે નહિ ચાલે. ડેપ્યુટી કલેકટર સાહેબનાં વહૂ થઇને શરમાઓ છો? સાચું કહો! પટેલ સાહેબની સાથે ફરવા જવાની તમે ના કેમ પાડી?"

કમળાએ નીચું જોઇ કહ્યું! "મને તેમની સાથે ફરવા જતાં શરમ આવે છે."

શેઠાણી જરા ઉત્તેજક થઇને બોલ્યાં: "ઓહો, એમાં શરમ શેની? પોતાના માણસ સાથે ફરવા જતાં શરમ શેની? હું તો શેઠની સાથે ફરવા જવાનું હોય છે, ત્યારે બહુ ખુશી થાઉં છું."

કમળાની જીભ ઉપડી: "તમારા જેવું ફરવાનું હોય, તો તો હું ય ખુશી થાઉં."

શેઠાણીએ કહ્યું: "વળી મારા ફરવા જવામાં ને તમારા ફરવા જવામાં ફેર શો? અમારી મોટર પાછળ રાખીને અમે ચાલીએ, તમારી ઘોડાગાડી પાછળ રાખીને તમે ચાલો. તેમાં એકબીજાના સુખમાં કંઇ ફેર પડી જાય કે?"

કમળા અકળાઈ. પોતાના મનની વાત શેઠાણી ન સમજ્યાં, તેથી મુંઝાઇ અને સ્પષ્ટતાથી બોલી: "ના ના, એમાં શો ફેર પડી જવાનો હતો? પણ હું તેમની સાથે ફરવા જાઉં, ત્યારે લોકો શું ધારે? હું તો એક બે વખત ગએલી. પણ કોઈ સામે મળે તો હું નીચું ઘાલીને ચાલું. તમારે ત્યાં ગઈ કાલે પેલા વૃદ્ધ શેઠ આવેલા, તે એક દિવસ સામે મળેલા.

કલેકટર સાહેબને સલામ કરીને વાત કરવા થોભ્યા. વાત-વાતમાં પૂછ્યું કે 'આ તમારી દીકરી શું ભણે છે?' હું તો ધરતીમાં માગ શોધવા મંડી. સાહેબે જરા સંકોચાઇને કહ્યું કે 'એ મારી દીકરી નથી, હું હમણાં પરણ્યોને? તે એ છે.' પેલા બિચારા શેઠ તો ઝંખવાણા પડી ગયા! માફી માગી ચાલતા થયા."

શેઠાણી કાંઇક હાસ્યવદને બોલ્યાં: "હવે હું સમજી. આય પૂરા ભોગસ્તો! પછી કમળાબેન, તમને કેવું લાગ્યું?"

કમળા સહેજ રોષથી બોલી: "મને એમાં શું પૂછો છો? મને તે શું સારૂં લાગવાનું હતું? પાસે ઉભીને તેમની સામે વાત કરવાને હું ઉંચું જોઉં છું, તો મારા માથા ઉપરથી સાડી સરી પડે છે, એટલા તો એ મારા કરતાં ઉંચા છે. એમને જોઇને અજાણ્યો તો એમજ ધારેને કે હું તો એમની દીકરી હોઇશ? બળ્યું એ ફરવાનું! હું તો ત્યાર પછી તેમની સાથે ફરવા જતી જ નથી. ને ત્યાર પછી તો કોણ જાણે કેમ, એય મોટા લોકમાં બહુ બેસતા ઉઠતા નથી. બેસે તો દોસ્તોમાં, કે પછી એકલા ફરવા જાય."

કમળાની અંતર્પીડા જાણીને સમજુ શેઠાણીને કાંઇક દુ:ખ થયું. દુખિયારૂં મોં કરી બોલ્યાં: "માબાપ આવાં લગ્ન તે શું કરવા કરતાં હશે? તેમને ભાન નહિ હોય?"

કમળા બોલી ઉઠી: "ભાન હોય તો કરે?"

શેઠાણી: "ત્યારે તમે તો બધું સમજો છો. તમને

અહીં આવ્યાં એકાદ જ વરસ થયું છે, એટલે પરણ્યાં ત્યારે કાંઈ બહુ નાનાં નહિ હો! તમેય કાંઇ ન કહ્યું?"

કમળા દુઃખી દિલે ઉદ્ગાર કાઢ્યાઃ "હું શું કરૂં? મારાં માબાપને ડેપ્યુટી કલેકટર સાહેબ જોઇતા હતા, તેમની ઘોડાગાડીઓ ને અમલદારી જોઇતી હતી, અને વળી કુળ જોઇતું હતું. તે બધું મળ્યું. વળી કલેકટર સાહેબનો સંબંધ થાય તો ભવિષ્યમાં કામ આવે. મારી પાછળ કાંઇ ખર્ચ ન થાય, તે પણ તેમને સારૂં લાગ્યું. આવો આવોય વર મળ્યો, એટલે એમની તો મુંઝવણ ટળી. મને આ બધા પ્રપંચની શી ખબર? માબાપ તે વળી પોતાની દીકરીને દુઃખી કરતાં હશે? એવે વિશ્વાસે મેં પણ રાંડે માબાપની ભણાવી હાએ હા ભણી."

શેઠાણી વચ્ચે મર્મભાવે બોલી ઉઠ્યાંઃ "અને કમળા-બેન, તમને અહીં દુઃખ તો શું છે? આ બંગલો, ઘોડાગાડી, સિપાઈ સફરાં, સુખચેનથી ખાવાનું, બેસવાનું ને ઉઠવાનું, સૌ છે. તમારાં માબાપે માની લીધેલું તે બધુંયે છે."

કમળા અધીરી બની બોલી ઉઠીઃ "પણ તે બધું કેટલા દિવસનું? બાર માસમાં તો એમને પેન્શન ઉપર જવું પડશે. હાલ જ અહીં ખર્ચ પૂરૂં થતું નથી. બંગલાનું ભાડું, ઘોડાગાડીનો ખર્ચ, ભાણા અને મારા બે ભાઈઓ ભણે છે તેમનું ખર્ચ, નોકરચાકરોનું ખર્ચ; એ બધામાં પાંચસોનો પગાર તો ચવાઇ જાય છે! ત્યારે રિટાયર થયા પછી શી રીતે નભશે? પૂરો પગાર આવશે ત્યાં સુધી તો બધુંયે નભશે, પણ પછી એ બધું ઉડી જશે તે જણાશેય નહિ.

એ તો આ દેખાતાં સુખસાધનોની વાત; પણ પદ્માવતીબેન, મારા અંતરની વાતોનો વિચાર કરૂં છું, ત્યારે તો હું ખરે જ મુંઝાઉં છું. હવે મને પૂછશો નહિ.”

એમ બોલી કમળા ઉઠી ગઇ. આંખમાં જળજળીયાં આવી ગયાં, હૃદયમાં ડૂમો ભરાયો. ઉતાવળી પોતાને બંગલે જતી રહી, ખાટલામાં ધબ દેઇને પડી ને છૂટે મોંએ રડી પડી.

૩

નડિયાદ લખાવાડના એક ઘરમાં ગમગીની છવાઇ રહી છે. ઘરનાં માણસો ઘડીએ પળે બારણા પાસે આવે છે ને રસ્તા તરફ આતુરતાથી જુએ છે. એટલામાં ઘરની એક પાંત્રીસ વરસની યુવતીએ છેટેથી કાંઇક જોયું અને તેના હાંજા ગગડી ગયા. તેને તમ્મર આવ્યાં. લોચો થઇને તે નીચે બેસી ગઇ. થોડી વાર થઇ કે બે પુરુષો રોતા કકળતા ઘરને બારણે આવી ઉભા અને પરસાળમાં પછડાઇ પડયા. આડોશીપાડોશી ભેગાં થયાં. હાહાકાર વર્તાઇ રહ્યો ઘેરઘેર વાત થઇ ગઇ કે કાશીભાઇ માસ્તરની કમળા રાંડી! લોક સાંભળીને કકળી ઉઠયું. યુવતીઓને હૃદયે ત્રાસ છૂટયો. અર્ધો કલાક થયો ન થયો, એટલામાં અનેક સ્ત્રીપુરુષ ઘરમાં અને બહાર ભેગાં થયાં. કેટલાકનાં હૃદય રડે, કેટલાકની આંખો રડે, કેટલાકનું મોં બરાડે. પુરુષો સ્નાન લેઇને તળાવે ગયા. સ્ત્રીઓની રડવાકુટવાની ક્રિયા પુરી થઈ, પણ કમળાની મા કેમેય કરી છાની રહે નહિ. એ તો હૈયાફાટ

રડે. પાસે એક વૃદ્ધ કાકીસાસુ બેઠેલાં, તેમણે વહુને આશ્વાસન આપતાં કહ્યું: "વહૂ બેટા, છાનાં રહો. એ તો આપણું ને એનું નશીબ!" કાશીભાઇ માસ્તરનાં વહૂ ચંચળબા વૃદ્ધ કાકીસાસુના આશ્વાસનશબ્દો સાંભળી દિલમાં દાઝયાં; છેડો વાળતાં બોલ્યાં: "ગંગાકાકી, નશીબ શેનું? આપણે જાતે ધીકતા અંગારામાં પડયાંને! મારી છોડી તો હજી ફૂલની કળી જેવી છે. તેને રાંડવાનું શાનું હોય! પણ મારો ભગવાન રૂઠેલો! જ્યારથી તેનું લગ્ન થયું, ત્યારથી રૂઠયો હતો. મેં તો ઘણુંયે ના કહ્યું હતું, પણ એમનું ભાનજ ખસી ગયું હતું. તમે ઘરડાંએ તેમને ભમાવ્યા, તેમના ભાનભૂલ્યા ભાઇબંધોએ તેમને ભૂલાવ્યા, મારા રડયા વચલા દલાલોએ મારૂં સર્વ બગાડી માર્યું! મારે તો ક્યાંય સાહેબ નહોતો જોઈતો, મારે તો ક્યાંય ઘરનું ખોખું નહોતું જોઇતું. પણ મારૂં કર્યું ન થવા દીધું. હાય હાય! બધાંએ ભેગાં થઇને મારી ફૂલની કળી જેવી છોડીને વાઘવરુ વચ્ચે નિરાધાર છોડી દીધી. તેને અત્યારથી રંડાપો આવ્યો. ઓ મારી દીકરી, તારાથી જીવતર કેમ પુરૂં થશે? મારાથી તારૂં દુઃખ શી રીતે જોવાશે? મારા ઉપર વીજળી કેમ પડતી નથી? ધરતીમાતા, મને તારા ખોળામાં કેમ સમાવી દેતી નથી? ઓ રામ! તેં આ શું કર્યું?"

વલોપાત કરતાં સાંજ પડી. સાંજની વાળુનો વખત થયો. પાડોશીને ત્યાંથી ખીચડીકઢી રંધાઇને આવ્યાં. કાશીભાઇ ખાવા બેઠા, પણ ગળે શેનું ઉતરે? બીજી બાજુ ચંચળબા કકળતાં હતાં. તેમનુ રોવું સાંભળીને કાશીભાઇએ

આશ્વાસન આપતાં કહ્યું: "હવે તું રડી મરીશ, તેથી કાંઇ વળવાનું છે? જે થવાનું હતું તે થયું." ચંચળબાએ કાશીભાઇના શબ્દો સાંભળી નિસાસો નાંખ્યો. રડતાં રડતાં બોલ્યાં: "હા, એ તો જે થવાનું તમે ધાર્યું હતું તેજ થયું. જાણી જોઈને મારી દીકરીને રંડાપો આણી આપ્યો. હું તો જાણતી જ હતી કે મારી છોડીને અમલદારી કામમાં નહિ આવે, છતાં કોઇએ ન માન્યું. મને પણ સાથે સાથે ઘસડી. ઘરનું આંગણું મૂકી ડાકોર નાઠાં! ત્યારનો મારા હૃદયમાં ભેકાર પેઠો હતો કે આનું પરિણામ બુરૂં છે. અને તેજ આગળ આવ્યું. જુવાન જોધ જેવો ફાટી પડચો હોત, તો જાણત કે મારૂં અને મારી દીકરીનું નશીબ. પણ આ તો જુના ખખ ઢાંઢા સાથે મીંઢળ બંધાવ્યાં. એ સૌભાગ્ય તે કેટલુંક નભે! સ્વાર્થી અને ખટપટીઆ તમે બધાએ ભેગા મળીને મારી કુમળી છોડીને છુંદી મારી. અરેરે, મારી કમુને કશો ઓરિયો ન વીત્યો! તેણે કાંઇ યે લાહવો ન લીધો! અરેરે, એ બિચારી ગાવડી આપણા ઉપર વિશ્વાસ રાખી જેમની દોરવી તેમની દોરવાઈ! આ પ્રભુ, તેનું શું થશે! મારી કુમળી છોડીના દિલના હોંશ હું જાણતી હતી. પણ એને કાંઇ ને કાંઇ લાલચો આપી. કલેકટરની પદવી, શહેર બહાર બંગલામાં રહેવાનું, અમલદારીની ને સિપાઈસફરાંની સાહ્યબી ભોગવવાની, ગાડીઘોડે ખેલવાનું, સારા સારા સંબંધો મળવાના, વગેરે અનેક લાલચો આપી એને સમજાવી દીધી. મારૂં તો ચાલવા જ ના દીધું. બિચારી એ કંઇક બોલે તો લાલચો દેખાડે કે ધમકાવે. ઓ લાલચો આપનારા, તમે બધા હવે કયાં ગયા? મારી છોડીની દશા

તમે આ શી કરી? પ્રભુ મને માફ કરજે. મારી કમળા, તારી માને માફ કરજે. તારી આવી દશા લાવવામાં હું પણ ભાગિયણ છું. મને માફ કરજે." કાશીભાઇ માસ્તર પોતાનાં પત્નીની રડકકળ સાંભળતા જાય ને ખાતા જાય. અધું ખાધું ન ખાધું ને ઉઠી ગયા, ચંચળબાનો વલોપાત ચાલ્યા કર્યો. આમ દિવસો વિતવા માંડયા.

અમદાવાદ સૌ. કમળાને બે વરસ પુરાં થયાં નહિ ને ડાહ્યાભાઇને નોકરીમાંથી છૂટા થવું પડયું હતું. બસો અઢીસોના પેન્શનમાં હવે અમદાવાદનું ખર્ચ નિભાવવું રહ્યું. કરકસર પણ કરવી પડી. એમ કરતાં એક વરસ વીતી ગયું. ડાહ્યાભાઇને મધુપ્રમેહનો રોગ ઘણાં વરસોથી હતો જ. તેમાં વળી વૃદ્ધાવસ્થા આવી, એટલે શરીર ગળવા માંડયું. લોહીમાં ઝેરનું તત્ત્વ દાખલ થયે એક જ માંદગી ભોગવી એ રામશરણ થયા. આ માંદગીને પ્રસંગે કાશીભાઈ નોકરીમાંથી બેચાર દિવસની રજા લેઈ પોતાના જમાઇની સારવાર કરવા ગયા હતા. પણ તેમની સારવાર વ્યર્થ ગઇ. પરણ્યાને ત્રણ વરસ પૂરાં થયાં નહોતાં, ત્યાં તો જેઠ સુદિ ૧ને રોજ સૌ. કમળાનું સૌભાગ્ય નષ્ટ થયું. કાશીભાઈ પોતાના જમાઇની અંતદશા જોઇને નડિયાદ જવા નિકળેલા. ડાહ્યાભાઇના એક ભાઇના દીકરા મોતીભાઇ પણ પોતાના કાકાની સારવાર કરવા આવેલા. સારવારમાં તે અને ડાહ્યાભાઇના બે સાળા તેમજ બે ભાણા ત્યાં ભણવા રહેલા તે હતા. અમદાવાદમાં ડાહ્યાભાઇના અવસાનની ખબર પડતાં ત્યાં રહેતા પાટીદારો તથા અન્ય સ્નેહીઓ આવ્યા, શબને અગ્નિદાહ કર્યો. અભાગી વિધવા

કમળાને આશ્વાસન આપી સૌ ચાલતું થયું. હવે શું કરવું તેનો વિચાર તો હવે ઘરનાંને જ કરવાનો રહ્યો. મોતીભાઇ કુમળા હ્રદયના એક યુવાન હતા. નાતના રિવાજ પ્રમાણે તો કમળાને લેઇને તુરત તેમણે કરમસદ જવું જોઇએ અને તેમને તેવી સૂચના મળેલી પણ; પણ પરણ્યા પછી એક પણ દિવસ કરમસદ રહેલી નહિ, એવી કમળાને કરમસદ ગયે શું આશ્વાસન મળશે? બિચારી કમળા તો શુંઢ મુંઢ બની ગઇ. કઇ દુનિયામાં રહે છે તેનું પણ તેને ભાન રહ્યું નહિ. આવે સમયે શેઠાણી તેની મદદે આવ્યાં. શેઠાણીએ જાણ્યું કે મોતીભાઇની ઇચ્છા કમળાને કરમસદ લઇ જવાની છે, તેથી શેઠાણીએ મોતીભાઇને બોલાવી કહ્યું કે કમળાને હમણાં કરમસદ લેઇ જઇને શું કરશો? અહીં બધી વ્યવસ્થા કરવાની છે તેમાં તેની જરૂર પડશે. અહીંનું રાચરચીલું સંભાળવું પડશે. વળી મુખ્ય વાત તો એ છે કે કમળા ત્યાં જઇ મુંઝાશે ને દુઃખી થશે. માટે હાલ તો તે ભલે અહીં રહે.

મોતીભાઈએ વિચારીને કહ્યું: “મારી એમાં ના નથી, પણ ત્યાં વ્યાવહારિક ક્રિયા પણ કરવાની હશે. અને એવી વ્યાવહારિક ક્રિયામાં તો તેમની પ્રથમ જરૂર. તે ત્યાં ન જાય તો લોકો ચૂંટી ખાય. તેમને માથે હજારો આક્ષેપો આવી પડે. પછી તમે જાણો ને તે જાણે. હું આમ કે તેમ કંઇ આગ્રહ કરતો નથી.”

શેઠાણીએ કમળાને પૂછ્યું: “કમળાબેન, તમારો શો વિચાર છે? તમારી નાતમાં તો રોવાકુટવાનું, વાળ કઢાવ-

વાના, બંગડીઓ ઉતારવાની, શેલું પહેરવાનું, વગેરે ત્રાસદાયક ક્રિયા થાય છે. તમારે શું કરવું છે? હું તો કહું છું કે બધાં બેચાર દિવસ બકબકાટ કરીને રહી જશે. ઘણી યે બાળવિધવાઓ બધા ય શણગાર હવે તો રાખે છે. એમ કરો તો તમનેય શો વાંધો છે? લોકો તો બોલશે, પણ એ તમારી પીડા ભોગવવા ઓછા જ આવનાર છે?"

કમળાબેને દયાજનક ભાવે કહ્યું: "પદ્માવતીબેન, મને તો કાંઇ સૂઝ પડતી નથી. તમે મારાં માવતર છો, મને જેમ સલાહ આપશો તેમ કરીશ. મને શ્રદ્ધા છે કે તમારી સલાહ મારા હિતની જ હશે."

પદ્માવતીબેને નિકાલ આપ્યો કે હમણાં બેચાર માસ કમળા અમદાવાદ જ રહે. ત્યાં તેના એક ભાઇ સિવાય બીજું કોઇ ન રહે. તે ભાઈ અભ્યાસ કરે, અને પોતાની બેનની દેખરેખ રાખે. બીજાનું ખર્ચ હવે ઉઠાવી શકાય તેમ નહોતું. ઘોડાગાડી તો ડાહ્યાભાઇ રિટાયર થયા પછી તુરત જ વેચી દીધી હતી, નોકરચાકરને પણ વદાય આપી દીધી હતી.

કમળા ત્યાં જ રહી. એકાદ બે વખત કરમસદથી તેડવા આવ્યું, પણ કમળા ત્યાં ન ગઇ. કરમસદ અને નડિયાદ ગામે વંટોળિયો ચઢ્યો: "કાશીભાઇ માસ્તરની છોડી કમળા વ્યાવહારિક ક્રિયા કરવા ય કરમસદ ન આવી! ત્યાં રહીને પણ શણગાર ન ઉતાર્યો!" આ વાત ઘેરઘેર થવા માંડી. પાટીદાર કોમમાં ભણેલા ગણેલા અને સુધરેલા ગણાતા પાટીદારોના જુલમથી વૈધવ્ય ભોગવતી અને 'લાલ તંબુ'નું ઉપનામ

ધરાવતી અબળાઓ કંઇ ઓછી છે? તેઓમાંની ઘણીને આ ખોરાક મળ્યો: "જોયું, આજકાલની રાંડો છેક છકી ગઇ! લાજમરજાદા નેવે મૂકી! ભાયડો ગયો, તેની પાછળ રડવાય અહીં ના આવી. એને શી લાજ? છેવટે બાપના કુળ ઉપર ગઇ! હજી તો નાની છે ને આવડી ફાટી છે, તો મોટી થશે ત્યારે શું નહિ કરે!" હાથમાંની દાબડીઓમાંથી છીંકણીની ચપટી ભરતાં ભરતાં કેટલીયે સ્ત્રીઓએ આમ પ્રવચન કરવા માંડયાં.

૪

કમળાને વૈધવ્ય પ્રાપ્ત થયે બે વર્ષ વીતી ગયાં છે. કરમસદમાં ડાહ્યાભાઇના બાપદાદાનું એક ઘર હતું, ત્યાં આવીને રહ્યાં તેને દોઢ વરસ થયું છે નડિયાદ પણ થોડા દિવસ રહી આવેલી. માતાના વાત્સલ્યભાવનો લાહવો લેવાને તે ભાગ્યશાળી રહી હોત, પણ કર્મસંજોગે માતા પોતાની વહાલી દીકરીના વૈધવ્યદશાના દુઃખમાં ગળીગળીને અનેક અસાધ્ય રોગમાં સપડાઇ ને પરલોક સીધાવી ગઈ. માતાને ગુજરી ગયાં છ માસ પૂરા થયા નહોતા, એટલામાં તો તેના બાપ પાસેના એક ગામડામાં ફરીથી પરણ્યા. સંસારનાં નિર્દય માણસોનાં આ બધાં નિષ્ઠુર કર્મ જોઇ કમળા તો આભી જ બની ગઇ હતી! તેને અનેક વિચારો આવતા. તેને કામ તો બહુ હતું નહિ. એટલે એ થોડા કામમાંથી પરવારી, ડાહ્યાભાઇએ જિંદગીની મૂડીમાં સંઘરી રાખેલાં પુસ્તકો કબાટ ભરીને પડયાં હતાં તે કમળાએ વાંચવા માંડયાં.

તેને આખા દિવસમાં નવરી કોઇ દેખે જ નહિ. કામ કરતી હોય કે પુસ્તક વાંચતી હોય. 'હિંદુ સમાજની અધોગતિ' 'હિંદુ સમાજમાં વિધવાનું સ્થાન,' 'વિધવાનું દુઃખ,' 'શાસ્ત્રસંમત પુનર્લગ્ન,' વગેરે અનેક પુસ્તકો વાંચ્યાં અને વિચાર્યાં. શરુઆતમાં પૂરી સમજ ન પડે, ત્યારે પડોશમાં કોઇ ભણેલો જુવાન હોય તો તેને પૂછે. પણ પાછળથી જાણ્યું કે તેને કોઇ પુરુષની સાથે વાત કરવાનો પણ અધિકાર હવે રહ્યો નહોતો, વાત કરતાં જ તે શંકાપાત્ર ગણાતી. પણ સમજણ ન પડે ત્યારે શું કરે? એટલે તેણે કોઇને ઘરમાં બોલાવીને પૂછવાને બદલે પોતે બહાર ચોકમાં આવીને પૂછવાનું પૂછી લે. આમ કરતાં કમળાની બુદ્ધિ અને હિંમત વધી.

વાચન સાથે સંસારનો અનુભવ તો તેને થતો જતો જ હતો, એટલે વિધવા પ્રત્યે હિંદુ સંસારની નિર્દયતાના વિચારથી અને સ્વાનુભવથી તે ત્રાસી ગઇ. તેણે પગલે પગલે પુરુષોનો પાપાચાર જોયો, તેમનો જુલમ પણ જોયો. જાણે કે સ્ત્રીઓ પોતાનું ભોગ્ય પ્રાણી હોય, તેવું જ તેના પ્રત્યેનું નિષ્ઠુર અને નિર્દય વર્તન તેણે જોયું. સ્ત્રીઓ પોતે પણ જાણે ઘુવડની દશાને પ્રાપ્ત થઇ હોય, તેમ સૂર્યના તેજથી અંજાઇ પ્રકાશતા દિવસને પણ અંધારી રાત્રી કહે. વળી તેના બે વરસના કરમસદ મધ્યેના વસવાટમાં તેને પરણાવવામાં ઉત્સુક, પોતાના મૃત પતિના મિત્ર હોવાનો દાવો કરતા અને વળી કેળવાએલા ગણાતા અનેક પુરુષોની નીચતા અને પાપવૃત્તિની પરીક્ષા તેને થઇ. તેના હિતૈષી હોવાનો

દાવો કરતા અનેક સ્વાર્થીજનોના અનુભવ થયા. આથી પાઠશાળામાં લાંબી મુદતે કોઇ શિષ્ય શીખી શકે, તેના કરતાં હજારગણું કમળાએ પોતાની વૈધવ્યદશાનાં પહેલાં ત્રણ જ વરસમાં શીખી લીધું. આવું શીખી શીખીને અને કટુ અનુભવો પામી પામીને તે રીઢી બની હતી. આમ અનેક મુશ્કેલીઓમાં અને દયાજનક દશામાં પણ ધીરજ રાખી કમળા પોતાના દિવસો ગાળતી.

એવામાં થોડા દિવસ અમદાવાદ આવી જવાનો શેઠાણીનો કમળા ઉપર પત્ર આવ્યો. કરમસદના કડવા અનુભવથી એ કંટાળી પણ હતી, મા તો એને એકલી અટુલી મુકી ચાલી ગઇ હતી, એટલે મા જેવી શેઠાણી પાસે જવાની એને ઇચ્છા થઇ હતી. પદ્માવતીબેનની મોહક અને મીઠી વાણીની અને સ્નેહી હૃદયની તે વધારે પ્યાસી બની હતી. ત્યાંથી પત્ર મળતાં ત્રીજે જ દિવસે કમળા અમદાવાદ ગઇ. કમળા આવ્યાથી પદ્માવતી શેઠાણીને પણ બહુ આનંદ થયો, જાણે કે પોતાની નાનકડી બેન આવી.

શ્રાવણી પુનેમને દિને ચંદ્રિકાને આછાં પાતળાં વાદળો ઢાંકે છે અને ખસી જાય છે. આવી નૃત્ય કરતી અજવાળી છાયામાં કમળા પદ્માવતીબેનના બંગલાની એક નાની અગાસીમાં કોચ ઉપર એકલી બેઠી છે. માથું સહેજે ઉઘાડું થઇ ગયું છે, માથાના વાળ છૂટા છે. ચંદ્રની આછીપાતળી છાયામાં જાણે કોઇ દેવી બેઠી હોય, એમ ભભકતી કમળાને કોચ ઉપર બેઠેલી, પદ્માવતીએ અંદરના ઓરડામાંથી અગાસીમાં પગ મૂકતાં જ જોઇ. જોતાં જ એ ચમકી. "શી સુંદરતા!

શું ગૌરવ! પણ હાશ! એ બધુંયે ઉંબાડીયું થઇને વેડફાઇ જવાનું?" પદ્માવતીએ નિસાસો નાખ્યો. ધીરે પગલે જઇને કોચની એક બાજુએ બેઠી.

કાંઇક વાત્સલ્યભાવે, કાંઇક કુતૂહલભાવે અને કાંઈક આર્દ્રભાવે કમળાનો હાથ પકડીને પદ્માવતી બોલી: "કમળાબેન, તમને જોઇને મને બહુ દુઃખ થાય છે. તમારા હૃદયમાં શું શું થતું હશે! તમારી આ જિંદગી તમને કેવી વસમી લાગતી હશે! કેમ બેન, બોલતાં નથી? મને તો તમારી બહુ દયા આવે છે."

કમળા નમ્ર ભાવે બોલી: "પદ્માવતીબેન, મારી દયા તમને ન આવે તો બીજા કોને આવે? હું તમને મારાં માવતર અમથાં ગણું છું? મારે મારી જિંદગી જેમ તેમ પૂરી કરવીજ રહી. બીજો કાંઇ ઉપાય?"

પદ્માવતી બોલી: "હા, ઉપાય તો છે. પણ તમે માઠું ન લગાડો તો બતાવું."

કમળા ઉત્સુક અને જિજ્ઞાસુ ભાવે બોલી ઉઠી: "તમે મને અયોગ્ય વાત કહોજ નહિ એવી મને ખાત્રી છે, એટલે તમારા કહેવાથી હું માઠું કેમ લગાડું? સુખેથી તમારા મનની વાત કહો."

પદ્માવતી બોલી: "જુઓ કમળાબેન, તમે તો મારી દીકરી જેવાં છો. તમારા જેવી સુકુમાર દીકરી મારે હોય અને તે વિધવા થઈ હોય તો ભલે નાતના લોકો ગમે તે કરે, પણ હું તો તેને જરૂર ફરીથી પરણાવું. તમે ફરીથી પરણો તો?"

કમળા ઉંડા વિચારમાં પડી ગઇ. પોતાના કહેવાની શી અસર થઇ તે જાણવા પદ્માવતી કમળા તરફ જોઇ રહી. કમળા નિસાસો નાખી ગંભીર ભાવે બોલી: "મોટીબેન, હું આજથી તમને મારી મોટી બેન ગણીશ. મારૂં દિલ તમારી પાસે હું ખોલું છું. આ સંસારમાં મારૂં હૃદય ઝીલે એવું પાત્ર અત્યારે તો તમે જ છો. ત્યારે મારૂં હૃદય તમારા હૃદયમાં ઠાલવું. તમે જે વિચાર કર્યો એ વિચાર મેં નથી કર્યો એમ નથી, પણ ક્યાંય મારૂં દિલ ગોઠતું નથી. માબાપે પોતાના અજ્ઞાનથી આ શરીરને નધણિયાતું કરી નાખ્યું. હવે પાછું જેને સોંપું તેને એકલું શરીર સાંપે કંઇ ચાલે? તેને તો હૃદય પણ સોંપવું રહ્યું. મારૂં હૃદય ઠારે એવું પાત્ર હજી મારી નજરે નથી પડયું. તેવું પાત્ર નજરે પડશે, ત્યારે હું કોઇની વાળી નથી વળવાની. લોક-લાજ અને દુનિયાની બીક તો ઘોળી ઘોળીને પી ગઇ છું. હવે તેની મને પરવા નથી. મારા જેવી હજારો કુમળી બાળાઓ અસહ્ય દાહમાં બળ્યાં કરે છે એ હું મારી નજરે જોઉં છું. એ બધાંને માર્ગદર્શક બનવાને ખાતર મારૂં ગમે તે થશે, પણ મને યોગ્ય પાત્ર મળ્યે હું મારૂં શરીર ને હૃદય તેને સોંપી દેવા તત્પર છું. અને તેમાં તમારા જેવાં પવિત્ર બેનનો આશીર્વાદ મને મળશે, તો પછી જગત જખ મારે છે."

પદ્માવતીએ હર્ષથી કમળાને પોતાની છાતી સરસી લીધી. જાણે પોતાની નાની બેન હોય તેમ વાત્સલ્યભાવે તે બોલી: "કમળા, તું તો જબરી છું. ભારે વિચારક

અને હિંમતવાળી છું. તારા મનોરથ તો કોડામણા છે. પ્રભુ તે પૂરા કરે. પણ તું મને કહે તો ખરી કે તારૂં હૈયું ઠારે એવો તેં ક્યાંય જોયો છે? તે કેવો હશે વારૂ? કેવું પાત્ર તારૂં હૈયું ઠારે?"

કમળા શરમાઇ, છતાં બોલી ઉઠી: "હવે તો એવો જોઉં કે જેનું હૃદય અનંત જગતમાં તલપતું હોય, જેની આંખની કીકીઓમાં અનંત જગત નૃત્ય કરતાં હોય, જે દેશપરદેશથી પુણ્યોદક ભરી લાવીને આ હિંદુ સમાજનો મેલ ધોઇ નાખવા ઉત્સુક હોય, જે મારા જેવી હજારો દુ:ખી બાળાઓનો ઉદ્ધાર કરવાનું વ્રત લે. એવો કોઇ ઉછળતા લોહીવાળો, શીલધારી અને વ્રતધારી યુવક પ્રભુ મને આપશે તો જરૂર હું તેને સ્વીકારીશ. હું કૃતાર્થ થઈશ અને તેને કૃતાર્થ કરીશ. બોલો, મોટીબેન, તમારાથી આવો કોઇ શોધી કઢાય તેમ છે?"

પદ્માવતી તો આભી બની ગઇ. જે કમળાના મોંની ફાડ ઉઘડતી નહિ, તેનો વાણીપ્રવાહ સાંભળી હૃદયમાં જ પ્રભુને પ્રાર્થના કરવા લાગી કે કમળાની ઇચ્છા પ્રભુ પુરી પાડે!

એટલામાં રામાએ અગાસી ઉપર આવીને જણાવ્યું કે શેઠ સાહેબ વાળુ કરવા આવે છે. બન્ને ત્યાંથી ઉઠયાં અને અંદર ઓરડામાં ગયાં.

હીરૂભાઇ અમદાવાદની નજીકના એક પુરાણા ગામના પટેલના દીકરા. તેમના બાપ ભુલાભાઇ પટેલ આબરૂદાર અને દશકોશીનાં પાટીદાર ગામોમાં આગેવાન ગણાય છે. હીરૂભાઇ દશકોશીના કુળવાન ઘરના વર, એટલે નાનપણથી ઝડપાએલા. તેમના પિતાશ્રીએ તેમના અભ્યાસ માટે કાળજી સારી રાખી હતી. સને ૧૯૨૧ની અસહકારની હિલચાલ વખતે આપણા હીરૂભાઇ ગુજરાત કોલેજમાં પ્રીવિયસ કલાસમાં હતા. તેમણે કોલેજનો અસહકાર કરેલો અને લડતના સૈનિક તરીકે બે વરસ સુધી ગુજરાત પ્રાન્તિક સમિતિના આશ્રય હેઠે ચાલતા ખાદીમંડળમાં કામ કરેલું. જ્યારે અસહકારના જુવાળ સાવ ઓસરી ગયા, ત્યારે આપણા હીરૂભાઇને પણ અભ્યાસ કરવાનું મન થયું. હિતૈષીઓની સલાહ લેઇને તેમણે વિદ્યાપીઠમાં અભ્યાસ શરૂ કર્યો. મહેનત અને બુદ્ધિબળને પ્રભાવે વિદ્યાપીઠમાં સર્વોત્તમ શક્તિશાળી સ્નાતક તરિકે નામના મેળવી અભ્યાસ પુરો કર્યો. આમ વિદ્યાપીઠના મહાવિદ્યાલયનો અભ્યાસ પૂરો કર્યા પછી હીરૂભાઇએ વિદ્યાપીઠના પુરાતત્ત્વ વિભાગમાં અભ્યાસ કરવા માંડયો. આ સમયે તેમના જીવનમાં એક આઘાત થયો. તેમની સાથે ઘણાં વરસોથી લગ્નસંબંધે જોડાએલી તેમની પત્નીનું દૈવસંજોગે અવસાન થયું.

ભાઇ હીરૂભાઇને પોતાની જીવનસખી મૃત્યુ પામી, તેનું દુઃખ હૃદયમાં ઘણુ થયું, પણ પોતે સમજુ હતા. જે વસ્તુ

અનિવાર્ય છે ને જે આપણા હાથમાં નથી, તેનો વ્યર્થ શોક કરવો એ મુર્ખાઇ છે, એમ સમજી હીરૂભાઇએ બધા શોકને હૃદયમાં સમાવી દીધો અને પોતાના અભ્યાસમાં જ મગ્ન રહ્યા. જેમ જેમ તેમનો અભ્યાસ વધ્યો તેમ તેમ તેમની વિચારશ્રેણીએ ઉગ્ર સ્વરૂપ લીધું. સમાજજીવન વિષેના તેમના અભ્યાસને વ્યવહારજીવનમાં સંગત કરવાની તેમની કાર્યદક્ષતા તથા બુદ્ધિ અજબ નિવડી. આથી વિદ્યાપીઠના બધા અધ્યાપકોને તેમના પ્રત્યે માન હતું.

અમદાવાદના શેઠ માણેકલાલને વિદ્યાપીઠની પ્રવૃત્તિઓમાં રસ હતો. તે વારંવાર વિદ્યાપીઠમાં જતા. વિદ્યાપીઠના દરેક સંમેલનમાં અને ખાસ કરીને પદવીદાનના સંમેલનમાં તો એ શેઠ હોય જ. મુંબઇ યુનીવર્સિટીની ડીગ્રી લેઇને પસાર થતા ગ્રેજ્યુએટોના કરતાં વિદ્યાપીઠના સ્નાતકો માટે તેમના હૃદયમાં સારો આદરભાવ હતો. તેમની ઘણા વખતથી ઇચ્છા હતી કે પોતાના દીકરા ધીરજલાલ અને દીકરી સુમિત્રા માટે કોઈ સરસ સ્નાતક મળે તો તેને શિક્ષક તરીકે લાવવો. માણેકલાલ શેઠનાં પત્ની પદ્માવતીબેને પણ આમાં સંપૂર્ણ સંમતિ આપી હતી. વિદ્યાપીઠના અધ્યાપકો પાસે માણેકલાલ શેઠે એક સારા બુદ્ધિશાળી, તેજસ્વી અને ચારિત્ર્યશીલ સ્નાતકની માગણી કરી. બધા અધ્યાપકોની પસંદગી ભાઈ હીરૂભાઈ ઉપર ઉતરી. ભાઈ હીરૂભાઇ સાથે વાતચીત કરી રૂ. ૧૫૦ના માસિક પગારથી માણેકલાલ શેઠે તેમને રોકયા. તેમને શાહીબાગમાં શેઠના બંગલા પાસે જ રહેવાનું હતું. જે બંગલે ડેપ્યુટી કલેકટર ડાહ્યાભાઇ રહેતા, તે બંગલો

ખાલી થયા પછી માણેકલાલ શેઠે હીરૂભાઇને રહેવાને આપ્યો. જશોદા હીરૂભાઇની પંદરેક વર્ષની બેન હતી. તે હીરૂભાઇ સાથે રહેતી. તેમની પાસેથી શિક્ષણ લેતી અને પોતાના ભાઇને રસોઇ કરી આપતી. તે બેન કુમારી હતી. હીરૂભાઇના બાપ ભુલાપટેલે તેને નાનપણમાં પરણાવવા અને તે પણ ચરોતરમાં કોઇ કુળવાન ગણાતે ઘેર લાકડે માંકડું વળગાડવા ઘણા પ્રયત્નો કરેલા, પણ હીરૂભાઇના વિરોધથી કાંઇ તેવું બનેલું નહિ. પછી તો હીરૂભાઇએ પોતાની પાસેજ પોતાની બેનને રાખી અને પોતેજ તેને શિક્ષણ આપવા માંડ્યું.

કુમારી જશોદા ચાલાક તો હતીજ. પોતાના ભાઇના શિક્ષણપ્રભાવથી અન્ય સામાન્ય બાળા કરતાં તે કાંઇક વિશેષ તેજસ્વી, નિડર અને ઉદાર વિચારની બની હતી. પોતાના કરતાં બહુ નાની છતાં તેની સાથે વાત કરવાનું પદ્માવતીબેનને ઘણું મન થતું, અને તેથી વારંવાર તેને પોતાની પાસે બોલાવતી ને તેની સાથે વાતો કરતી.

પદ્માવતી શેઠાણીએ કુમારી જશોદા સાથે વાત કરવામાં તેના ભાઇ હીરૂભાઇની અલૌકિક શક્તિ વિષે ઘણું જાણ્યું. આજ સુધી તો શેઠાણીને એવો ખ્યાલ હતો કે શિક્ષકો પુસ્તકશૂરાજ હોય છે, તેમની નજર પુસ્તકના પરીઘની બહાર જઇ શકતી નથી, તેમનામાં મોટે ભાગે રગશિયા ગાડાને ચીલે ચાલવા જેટલીજ શક્તિ હોય છે, તુરંગી ઘોડા જેવા જગતના ઉંડા ચીલા કાપીને આગળ ધપવાની અને આ સંસારના કલુષિત વાતાવરણ સામે બંડ કરવાની તેમને

હોંશ કે હિંમત નથી હોતી. પણ આપણા આ હીરૂભાઇ સંબંધે પદ્માવતીબેને કાંઇક અવનવું જાણ્યું. છતાં પ્રસંગ આવ્યે વિચાર પ્રમાણે આચાર આચરવાનું બળ હીરૂભાઈમાં હશે કે નહિ એ સંબંધે તેમને શંકા હતી.

એવામાં એક દિવસ હીરૂભાઇએ શેઠનાં બાળકો પાસે હિંદુ ધર્મ પ્રમાણે શાસ્ત્રસંમત લગ્નના પ્રકાર કેટલા છે, તેનું વિવરણ કરવા માંડયું. કુમારી જશોદા પણ પોતાનું કામ પરવારીને સાથે બેસતી. આજે તો પદ્માવતીબેન પણ પણ અચાનક બેઠેલાં. તે બાજુએ બેઠાં બેઠાં બધું સાંભળે. થોડુંક વિવેચન થયા બાદ પદ્માવતીબેન બોલી ઉઠયાં: "હીરૂભાઇ, માફ કરજો, મને વચ્ચે પૂછવાનું મન થયું છે. હું પૂછું?"

હીરૂભાઇ નિશ્ચિત સ્વરે બોલ્યા: "ભલે પૂછો."

"તમે કહો છો કે લગ્નમાં શ્રેષ્ઠ લગ્ન સ્વયંવર. તમારી જશોદા હાલ સોળ વર્ષની છે. માનો કે તેને સ્વયંવર લગ્ન કરવાની ઇચ્છા થઇ. અને જ્યાં સુધી આપણી ભાવના કે સમાજની એટલે તમારી નાતની પ્રણાલી પ્રમાણે પસંદગી કરે ત્યાં સુધી તો ઠીક; પણ તેની પસંદગી ઉલટી નીકળી, જે સમાજમાં તે જન્મેલી છે તે સમાજની માન્યતાઓથી તેની પસંદગી ઉલટી પડી, તોય શું તેવું સ્વયંવર લગ્ન શ્રેષ્ઠ ગણાય?"

હીરૂભાઇએ ગંભીર ભાવે કહ્યું: "ચોક્કસ શ્રેષ્ઠ ગણાય. સ્વયંવરને અને સમાજના બંધનને કશોય સંબંધ નથી. સમાજના સંકુચિત ક્ષેત્ર કરતાં હૃદયનું ક્ષેત્ર હજારો ગણું

વિશાળ અને ઉદાર છે. સ્વયંવર એ હૃદયનો વિષય છે. માનવકૃત કાયદાઓ અને અંધ રૂઢિઓથી બંધાએલા સમાજની તાકાદ નથી કે ત્યાં તે ટકી શકે."

"અને હીરૂભાઇ, એ ધર્મ્ય ગણાય? શાસ્ત્રસંમત ગણાય?"

"ધર્મ્ય છે, શાસ્ત્રસંમત પણ છે એટલુંજ નહિ, પણ આજ સુધી ધર્મ્ય ગણાયું છે, શાસ્ત્રસંમતેય મનાયું છે."

વિચાર કરીને પદ્માવતી બોલ્યાં: "મને માફ કરશો. હું કાંઇ વધારે સ્પષ્ટ કરવા ઇચ્છું છું. આ તમારી બેન કુમારી જશોદા એવી હોશિયાર અને તેજસ્વી છે, કે તેની પસંદગીનો વર તો તમારી નાતમાં ન પણ મળે; અને તેનું દિલ કોઇ બીજી નાતના જુવાન ઉપર ઠરે, તો શું તમે તેમાં સંમત થશો?"

હીરૂભાઇ પ્રથમની જ નિશ્ચિતતાથી બોલ્યા: "પણ મારે સંમત થવુંજ ક્યાં રહ્યું? હું સંમત ન થાઉં અને તેને અટકાવું, તો તો એ અધર્મ જ ગણાય. છતાં તે મારી અટકાવી અટકે, અને દિલ ન હોવા છતાં બીજે પરણે, તો એ તેનો વ્યભિચારસંબંધ કહેવાય."

"અને તમારા પિતાશ્રી જશોદાનું અને તમારૂં ધાર્યું થવા ન દે તો?"

"ભલે ને એ વિરોધ કરે, ભલે ને એ વિઘ્ન નાખે. એટલા માટે તો જશોદાને મારી સાથે રાખું છું અને પોષું છું."

પદ્માવતી તો છક થઇ ગયાં. આવું સ્પષ્ટ બોલનાર અને મક્કમ ચારિત્ર્ય વાળું માનવી તેમણે કદી નહિ જોએલું.

વળી વિચાર કરીને તે બોલ્યાં: "સારે વળી તમને કાંઇક પૂછવું છે; પણ તે હમણાં નહિ, બીજે પ્રસંગે."

હીરૂભાઇ સહ ભાવે બોલી ઉઠયા: "ભલેને હમણાં પૂછો. હરકત શી છે?"

"ના, એ તો તમારે પોતાને માટે કાંઇક પૂછવું છે. એ તો આ છોકરાં ન હોય ત્યારે."

"છોકરાં ભલેને બેઠાં. આપણા વિચારમાં, ઉચ્ચારમાં અને આચારમાં એકતા હોય, તો પછી છોકરાંથી છૂપું રાખવાનું હોય શું? છોકરાંથી છૂપું રાખવા જેવું મેલું હોય તે આપણે વિચારવું નથી, ઉચ્ચારવું નથી, આચરવું પણ નથી. તો પછી ભય શાને? છોકરાં ભલે આપણા જીવનના હરેક કર્તવ્યની એકતા જુએ; તેમાંથી તે પણ તેવાં થતાં શીખશે, તેવું બળ મેળવશે. જે આચરી શકાય નહિ, તેવું બોલતાં નહિ શીખે; જે બોલી શકાય નહિ, તેવું વિચારતાં નહિ શીખે. માટે પદ્માવતીબેન, સુખેથી જે પૂછવું હોય તે પૂછો."

વિચાર, ઉચ્ચાર અને આચારનું હીરૂભાઇનું નિરૂપણ સાંભળી પદ્માવતીબેન તો સ્તબ્ધ થઇ ગયાં. તેમને તો એમ જ લાગ્યું કે હું કોઇ દેવ પાસે બેઠી છું. પછી વળી સ્વસ્થ થઇને બોલ્યાં: "હીરૂભાઇ, ત્યારે હું કાંઇક ગાંડું ઘેલું પૂછું તો ગુસ્સો કરશો નહિ. વળી મને ખબર નથી કે તમને તેવું પૂછવાનો મને અધિકાર છે કે નહિ. પણ તમે જ રજા આપો છો એટલે પૂછું છું. હું જાણું છું કે તમે વિધુર છો. તમારા પિતાશ્રી તમારો સંબંધ જે કુમારિકા

સાથે કરશે, તે કુમારિકા શું ખરે જ એમ ઇચ્છશે કે મારો વિવાહ કોઇ વિધુર સાથે થાય તો સારૂં?"

હીરૂભાઇ મૃદુ હાસ્ય સાથે બોલ્યા: "જરૂર નહિ. કોઈ પણ કુમારિકા એમ ન ઇચ્છે. અને એટલા જ માટે તો મારો નિશ્ચય છે કે કુમારિકા સાથે મારે લગ્ન ન કરવું. કુમારિકા સાથે લગ્ન કરવાનો હક મેં વાપરી નાખ્યો છે."

"એટલે શું તમે કોઇ વિધવા સાથે જ પરણવાના?"

"હા, મારે પરણવું જ હોય તો તો એમ જ."

"અને તમારૂં દિલ ગોઠે, વળી તમારી ભાવનાને પોષે એવી વિધવા તમને તમારી નાતમાં મળશે એમ તમે માનો છો?"

"શું કહેવાય? ન પણ મળે."

"ન જ મળે અને બીજી નાતમાંથી એવું જ પૂર્ણ પાત્ર તમને મળે અને તેની સંમતિ હોય તો તમે લગ્ન કરો?"

"ચોક્કસ કરૂં."

"તમારાં સગાંસંબંધી વિરોધ કરે તો?"

"તેવો વિરોધ ન ચાલે."

પદ્માવતીબેન વળી થોભ્યાં, વળી બોલ્યાં: "હીરૂભાઇ, માફ કરજો. એક વાત પૂછી લેઉં?"

"હા, પૂછી લો ને, એમાં વળી પ્રશ્ન શા માટે?"

"હીરૂભાઇ, તમે તમારે માટે કેવું પાત્ર ઇચ્છો?"

"પદ્માવતીબેન, એ તો ભારે પ્રશ્ન પૂછ્યો. એ તો મારા હૃદયના ઉંડાણની વાત પૂછી. જેનું ચિત્ર હું મારા ચિત્ત-પટમાં આલેખી રહ્યો છું, તેનું વર્ણન કરવાનું તમે મને કહ્યું. હું તે શી રીતે સંપૂર્ણ વર્ણવી શકીશ? છતાં સાંભળો.

સૌભાગ્ય તો પતિપત્ની બન્નેને હોય છે. મારી અજ્ઞાન અવસ્થામાં માતાપિતાએ મને જે સૌભાગ્ય આણી આપેલું, તે પ્રભુને ન ગમ્યું અને તે તેણે ખૂંચવી લીધું. હવે તે કેવું સૌભાગ્ય આપશે એ જોવાનું છે. હું તો એની રાહ જોઇને બેઠો છું. ભાવિમાં શું ભર્યું છે તેની કોને ખબર છે? પણ હૈયાનો ઉમળકો તો એવો છે કે મારા જીવનનાવનું સુકાન હું જેને સોંપી શકું એવી કુશળ મારી જીવનસખી જોઇએ. જેની હુંફે હું આ સંસારમાં નિર્ભય વિચરી શકું, જેની પ્રેરણાથી મારા હ્રદયની ભાવનાને જીવનના કાર્યરૂપે ઉતારી શકું, જેના હ્રદયમાં તીવ્ર ધગશ હોય, આ હિંદુ સમાજના નિર્દય અને ઘાતકી વર્તન રૂપી ઝેરને ઘોળી ઘોળીને જે પોતામાં સમાવીને રીઢી બની હોય, એવી મારી જીવનસખી મને મળે તો મારૂં રક્ષણ કરે. મૂળે તો હિંદુ સંસારનું અડધું અંગ પક્ષાઘાતના ભયંકર રોગથી પીડાય છે, અને તેમાં વળી એ પીડાતા અર્ધા અંગનું એક અવયવ તો સાવ સડી ગયું છે. તેમાં કીડા ખદબદે છે અને દુર્ગંધ મારે છે. તે સડેલા ભાગને ધોઇ સાફ કરી, ખદબદતા કીડા વીણી વીણીને ફેંકી દેઇ મલમપટા કરવાની હોંસ અને ઉમળકા વાળી, એવા જીવનધ્યેય વાળી જીવન-સખી મારે જોઇએ. પ્રચંડ અગ્નિજ્વાળામાં પણ નિર્ભય અને ધીર રહીને અડગ ઉભી રહે, એવી વીરગૃહિણી મારે જોઇએ. જેની આંખના તેજથી પાપીઓનાં પાપ ઓગળી જાય, છતાં જેના હૈયાની શીતળ છાયામાં અનેક પીડિતોને આશ્વાસન મળે, એવી પુણ્યેશ્વરી મારે જોઇએ."

"અને હીરૂભાઇ, તમે એમ માનો છો કે તમને એવી દેવી પ્રાપ્ત થશે?"

"આ જન્મે નહિ, તો આવતે જન્મે. પણ મારા જીવનની એ આરાધના છે. એ ભાવના માટે મારૂં તપ છે. ન મળે તો આ જીવન એકલું ભલે વીતે. પણ ભોગલાલસાને માટે મારૂં સૌભાગ્ય નહિ વેડફું."

પદ્માવતીબેન યુવાન હીરૂભાઇના હૈયાના સાદ સાંભળી ગળી ગયાં. થોડી ક્ષણ ચુપ રહ્યા પછી નમ્ર ભાવે બોલ્યાં: "હીરૂભાઇ, હું ઇચ્છું છું કે પ્રભુ તમારી ઉમેદ બર લાવે."

"પ્રભુકૃપાથી અને આપના જેવાં વડીલના આશીર્વાદથી સૌ સારાં વાનાં થશે." હીરૂભાઇ ધીરે રહી બોલ્યા.

એટલામાં રામાએ અંદર આવી પદ્માવતીબેનના હાથમાં ટપાલ મૂકી. ટપાલ લેઇને તે ઉઠયાં. ઉઠતાં ઉઠતાં કમળા તેમના સ્મરણપટ ઉપર ખડી થઇ. તે સાથે તે પોતાના ઓરડામાં ગયાં.

૬

કમળાએ પોતાના હૃદયના ભાવ પદ્માવતીની પાસે દર્શાવ્યા તો ખરા, પણ હવે તેને ચિંતા થવા માંડી કે હૃદયની એ ઇચ્છા પૂર્ણ શી રીતે થાય. આ સંસાર અટપટો છે, સંસારને કાચ અને હીરાની કિંમત નથી. ભાવિ માટેના પ્રયત્નમાં તેના ઉપર મુશ્કેલીનું કેવું ભયંકર વાદળ આવશે તે પોતે જાણતી હતી. પણ તે બધી મુશ્કેલીઓને ટાળવાની તેને હોંસ હતી. શરૂઆત શી રીતે કરવી? પોતાને મદદ કરનાર કોણ? સલાહ આપનાર કોણ? આ બધા વિચાર કમળા

કરમસદના પોતાના ઘરમાં બેઠી બેઠી કર્યા કરતી હતી. હમેશના સતત વિચારમાં અને તેને આચારમાં મૂકવાની હોંસમાં કમળાના જીવનમાં ઘણો પલટો થઇ ગયો. તે અન્યના અભિપ્રાય માટે તદ્દન બેપરવા થઇ. તેથી તેની વાણીમાં સ્પષ્ટતા અને સત્યપ્રિયતા વધી, તે નિર્ભય બની. જે વાંચે, જે વિચારે, સંસારમાં જે સારૂં જુએ, તે સર્વ પોતાના દૈનિક જીવનમાં ઘટાવવા પ્રયત્ન કરે અને બીજાને તેમ કરવાને પ્રેરે. જે ખોટું લાગે, અયોગ્ય કે યોગ્ય લાગે તેના ઉપર પોતાના વિચાર બેધડક દર્શાવી પ્રશ્નની સૂક્ષ્મ ચર્ચા કરે. આમ એક બાજુ કમળા ઘડાવા લાગી, બીજી બાજુ આ સંકુચિત સમાજથી નોખી પડતી કમળા વિષે કાંઈ કાંઈ તર્કવિતર્ક થવા માંડયા, ચર્ચાઓ થવા માંડી. લોકે તેને નિર્લજ્જ કહી, બેમર્યાદ ગણી. વળી એ તર્કવિતર્ક આગળ વધ્યા. તેને કેટલાકે છકેલી કહી, કેટલાકે ઉદ્ધત કહી, કેટલાકે બદચાલની કહી. સૌએ પોતાને ગમે તેવું કહ્યું, પણ પછી તે વાત દબાએલી ન રહી. કમળાના સાસરા પક્ષના કુટુંબીઓને પોતાના કુટુંબની એક વિધવાની વાત થાય એ અસહ્ય લાગ્યું. બે ચાર જણે ભેગા થઇને આ સંબંધે વિચાર કર્યો અને ઘરનાં ત્રણ ચબરાક બૈરાંને કમળાને ઠપકો આપવા મોકલ્યાં. કમળા તો ભલેને ઉમરે નાની, પણ પદવીમાં તો મોટી ગણાય ને. ડાહ્યાભાઇ અત્યારે જીવતા હોત તો બાસઠ વર્ષના હોત, એટલે કમળા ઘણીની જેઠાણી થાય. ત્રણેય સ્રીઓ કમળા પાસે આવી. કમળા બેઠી બેઠી પુસ્તક વાંચતી હતી.

"કમળાભાભી, આખો દિવસ શું વાંચો છો? અમે તો

તમારી સાથે વાતો કરવા આવ્યાં છીએ." એમ કહી વિધવા સૂરજબા કમળા પાસે બેઠી.

બીજાં બે પણ સાથે બેઠાં. કમળા બધાંને આવકાર આપતી ઉઠી અને પાથરેલું બિછાનું જરા ઠીક કર્યું. કોઇ દિવસ નહિ ને આજે ત્રણ જણની સામટી ચઢાઇ જોઇ કમળાને નવાઇ તો લાગી, છતાં વિવેકથી બોલી: કેમ સૂરજબા, તમે તો આજેજ દેખાયાં. વળી આ સોનાકાકી તો મારા ઘર તરફ નજરેય નથી કરતાં. આજ કાંઇ મારા સરખું કામ છે કે શું?"

"હા," સૂરજબાએ સહેજ છટાથી કહ્યું, "અમે ત્રણેય ભેગાં થઇ તમને ઠપકો દેવાં આવ્યાં છીએ."

શાન્ત ચિત્તે કમળા બોલી: "મારો દોષ હોય તો જરૂર ઠપકો દેવા તમે અધિકારી છો. શો ઠપકો?"

સૂરજબાએ દમામથી કહ્યું: "લોકો તો અમને ચૂંટી ખાય છે. હવે તમે નાનાં બાળક નથી. વીશેક વરસ તો થયાં હશે. લોકો ગમે તેવી વાતો કરે છે. સાંભળીને તો કાનમાંથી કીડા ખરી પડે, એવું એવું બોલે છે!"

"લોકો ગમે તેવું બોલે, તેમાં મારો શો દોષ? મને શું કરવા ઠપકો દેવા આવ્યાં છો? બોલે તેને ઠપકો દો ને."

સોનાકાકી ઉછળ્યાં: "તમે એવાં, ત્યારે લોકો એવું બોલે ને, અને ત્યારેજ અમારે સાંભળવું પડે ને."

કમળાને તો સમજણથી કામ લેવાનું હતું. એટલે શાન્ત થઇ ધીમે રહીને બોલી: "સોનાકાકી, હું તો હજી નાનું છોકરૂં ને! મને મોંઘમ કહો તેના કરતાં ચોખવટથી કહો કે મારો અમુક દોષ, તો જરૂર હું તેને સુધારૂં."

"લોક કહે છે કે હવે તો ખલાસ થઇ ગયું. તું અમારૂં નાક કાપવા બેઠી છું. અમને તું બારેય ગામમાં ગધેડે બેસાડનારી છું. હું તો તીખાબોલી છું, એટલે ભખ દેઇને બોલી નાખું છું." સોનાકાકીએ બોલી નાખ્યું.

કમળા ધીરજથી બોલી: "એટલે શું લોક એમ કહે છે કે હું બીજી વખત પરણવાની છું?"

"હા હા, એવું જ કહે છે." સૂરજબા બોલી ઉઠયાં.

"અને ફરીથી પરણું, તો એમાં ખોટું ય શું?"

સામે બેઠેલાં હરિબા બોલી ઉઠયાં: "કમળાવહુ, આ શું બોલો છો! આવું બોલતાં તમારી જીભે કાંટા નથી વાગતા?"

કમળા શાન્ત ભાવે બોલી: "હરિભાભી, તમે ઉશ્કેરાશો નહિ. આપણે બધી યે વાત ધીરે ધીરે કરીએ. તમે મને પુરી સમજણ પાડશો તેમ હું કરીશ. તમે જાણો તો છો જ કે હું અઢાર વર્ષની રાંડી. આજ મને વીશ વર્ષ થયાં છે. હવે મારા જીવન માટે મને સુખની આશા કાંઇ યે નથી રહી. તમને કાંઇક થાય અને પસાભાઇ હાથ ફેરવે, કોઈ તમારી સાથે લઢે તો તમારો પક્ષ કરે, તમને કાંઇ દુઃખ લાગે તો તે તમને આશ્વાસન આપે. મારૂં કોણ આ બધામાં?"

"તારૂં તો ઇશ્વરે લેઇ લીધું. તારા નશીબમાં જ નહિ તે કયાંથી રહે?" ઘુરકીને સોનાકાકી બોલ્યાં.

કમળા જરા કટાક્ષથી બોલી: "મારા નશીબમાં તો ખાસ્સું છે, અને તે તો પ્રભુ હવે આપશે. પણ અજ્ઞાન માબાપે મારૂં સાચું કલ્યાણ થાય, તે આડે સડેલો પડદો મારી સામે મૂકયો. તે પડદો ચાલ્યો જવા નિર્માએલો જ હતો.

હવે હું મારૂં કલ્યાણ જાતેજ શોધી લેઇશ. ના શોધું તો મારી દશા શી થાય, તેનો વિચાર તમને આવે છે?"

સૂરજબા અધીરાં થઇ બોલી ઉઠયાં: "શી દશા થવાની હોય? અમે તો આ રહ્યાં. અમે તો કાંઇ ના ફાટી પડયાં! જેમ બધાંનું તેમ તમારૂં."

કમળાએ ગંભીર ભાવે કહ્યું: "સૂરજબા, હું કાંઈ મરવાથી નથી બીતી, હું ભૂખે મરૂં તેનાથીયે નથી ડરતી. તમે ખોટું લગાડશો નહિ. તમનેજ પૂછું છું કે તમે બે મહિના ડાકોર શું કામ રહી આવેલાં? મારે એવું નથી કરવું. હું તો ડરૂં છું મારા પરમેશ્વરથી ને મારા બાપદાદાના નામથી. મારી જાતને કલંક લાગે તેનાથી હું ડરૂં છું. મારે પાપાચાર નથી કરવો. મારે વિષયી પશુનો અવતાર નથી ભોગવવો, મારે તો માનવી રહેવું છે. જ્યારે તમે મારા ભલા માટે અને મારા ઉપર હેતભાવથી આવ્યાં છો, ત્યારે મને તમારૂં બાળક જેવું ગણી હું જે કહું તે સાંભળો. નાની કે મોટી ઉમરે રાંડેલાં તો બહુયે છે. કોઇ કંઇ મરી નથી ગયું. સૌને રક્ષનાર પ્રભુ તો છે. પણ તમે વિચાર કરો. જો તમારા દિલમાં પ્રભુનો વાસ હોય તો તેને પૂછી જુઓ, કે તમારી નજર આગળ મારા જેવડી કે મોટી જે જે વિધવાઓ ફરે છે, તેમાં સોળે સોળ આની શુદ્ધ કોણ? હોય તો મને બતાવો, હું તેને મારી ગુરુ કરીને પગે લાગું. કેમ બોલતાં નથી? ચૂપ કેમ રહ્યાં? હું તો અહીં આવ્યા પછી બધુંયે જાણી ગઇ છું કોણ કેટલામાં છે તે! કોણ નથી જાણતું? આપણે બધાં આમ આબરૂદાર થઇને ફરીએ

છીએ, તે બધું ય ઠીક છે! હું તો ત્રાસી છું. આ સંસારમાં હું મારા પ્રભુ સિવાય મારો કરીને કોઇને હું માનતી નથી. તેનો રોષ મારા ઉપર ઉતરે એવું તો નહિ જ કરૂં.”

“પણ કમળાવહુ, એક ભવમાં બે ભવ સારા?” હરિબા ધીમે સાદે બોલ્યાં.

“એક ભવ બગડ્યો તો બીજો ભવ સુધારવા પ્રયત્ન કરવો એ સારૂં; બાકી એક ભવ બગડ્યો છતાં તેમાં પડી રહી તેમાં ને તેમાં હજારો ભવ કરવા, અને દુનિયાને છેતરવી કે હું એક ભવને જ સાચવું છું તે તો બહુ જ ભુંડું. રામાયણમાં વાલીની સ્ત્રી તારાનું નામ તો તમે જાણો છો. આપણે બધાં તેને સતી ગણી સવારના પહોરમાં તેનું સ્મરણ કરીએ છીએ. વાલી મરી ગયા પછી સુગ્રીવ સાથે તે પરણેલી. રાવણની સ્ત્રી મંદોદરી સતી ગણાય છે. પાંચ સતીઓમાં શિરોમણી ગણાય છે. તમારી માન્યતા પ્રમાણે તે બધીને એક ભવમાં બે ભવ થએલા, કેમ નહિ? જે ભવમાં હોઇએ તે ભવને ધર્મભાવે પાર ઉતારીએ તો બસ છે. સીતા, તારા, દ્રૌપદી, મંદોદરી અને અહલ્યા, એમાં કોણ ઉતરે અને કોણ ચઢે? સૌ પોતપોતાને સ્થાને ઉત્તમ હતાં, સૌ પોતાના સ્નેહને વળગી રહ્યાં હતાં, તેથી જ તેઓ પૂજ્ય સતીઓ ગણાઇ છે. હું તો પાટીદાર નાતમાં હજારો વિધવાઓ દેખું છું. તે બધીઓ શુદ્ધ મનથી બ્રહ્મચર્ય પાળતી હોત, તો તેઓ જરૂર સતીઓ ગણાત. અને નાતમાં આટલી બધી શુદ્ધ બ્રહ્મચર્ય વ્રત પાળનાર સતીઓ હોત, તો નાતનું તો શું પણ સમસ્ત ભારતવર્ષનું કલ્યાણ થયું હોત. પણ દુઃખ અને દિલગીરી

તો એ છે કે વાત અવળી જ છે. આપણા કુળને અને અભિમાનને નામે આપણે આ સંસારને અનાચારનો અખાડો બનાવ્યો છે, તે તમે ક્યાં નથી જાણતાં? શું મારે એક પછી એક ઉઘાડું પાડવું પડશે? માટે હવે જે સેતાનવૃત્તિને નિરંકુશ રાખીને છૂટી મેલી છે, તેના ઉપર અંકુશ રાખી એક ખીલે તેને બાંધી દીધી હોય તો હજી પણ કંઇક કલ્યાણની આશા છે. મેં હજી મારે સંબંધે કોઇનેય ચોખવટ કરીને નથી કહ્યું, પણ તમને કહું છું કે હું પાપથી બીઉં છું. એ પાપમાંથી બચવાને હું તો મારે માટે એક જ રસ્તો જોઉં છું કે મારે ફરીથી પરણવું. તમે ગમે તેમ કરશો, તોપણ હું અટકવાની નથી. મને તેમાં જ મારૂં કલ્યાણ જણાય છે. માટે દુનિયા જે કહે તે કહેવા દેજો. તમે કહી છૂટજો કે 'તે કોઇનું માને તેમ નથી. તેણે તો લાજમર્યાદા મૂકી દીધી છે.' "

કમળાનો વાણીપ્રવાહ સાંભળી બધાં ચૂપ થઇ ગયાં. એકે એકે ઉઠી ચાલતાં થયાં. ઉઠતાં ઉઠતાં સોનાકાકી બોલ્યાં: "તું તો વકીલ જેવી છું. તને કાંઇ અમારાથી પહોંચાય? તું જાણે ને તારૂં કર્મ જાણે. અમારે તો દેખવુંય ઓછું ને દાઝવુંય ઓછું! પ્રભુ તને સારી બુદ્ધિ આપે."

એ ત્રણેય ઉઠયાં કે તરત જ કાન્તિ નામે નાનો છોકરો દોડતો દોડતો આવ્યો: "કમળાકાકી, આ તમારો કાગળ." કમળાએ જિજ્ઞાસુ વૃત્તિથી કાગળ ફોડયો ને વાંચ્યો. તેની મુખમુદ્રા ઉપર કાંઈક અવનવા ભાવ દીસવા લાગ્યા. વળી ફરી વાંચ્યો, ત્રીજી વાર વાંચ્યો.

"પ્રિય બેન કમળા,

"તારો પત્ર ઘણા દિવસથી નથી. તારા ગયા પછી મને તારા જ વિચાર આવ્યા કર્યા. પ્રભુને પ્રાર્થના કર્યા જ કરૂં છું કે તારા હૃદયની ભાવના તે પૂર્ણ કરે! આજે હું જોઉં છું કે તારી અને મારી પ્રાર્થના પ્રભુએ સાંભળી છે. તારી ભક્તિ પ્રમાણે, તારી ભાવના પ્રમાણે, તારી ઇચ્છા પ્રભુ પુરી કરશે એમ હું જોઉં છું. જ્યારે તેં તારી ભાવિ ઇચ્છા મને જણાવેલી, ત્યારે મને લાગેલું કે આ પતિત હિંદુ સંસારમાં તારી ભાવનાનો યુવક, તારા મનોરાજ્યનો યુવક ક્યાંથી મળશે? પણ પ્રભુએ મને તેની ઝાંખી કરાવી છે. તારા હૈયાના બધા યે કોડ એ પૂરશે. તારાથી એને સંતોષ થાય એવી લાયક તું નીવડે, એવી હવે મારી પ્રાર્થના છે. પણ તારે હવે અહીં આવવું જોઇએ. તું આવે તો સૌ સારાં વાનાં થાય.

"લિ. તારી મોટી બેન

"પદ્માવતીના આશિષ."

૭

આખું અઠવાડિયું બધી પાટીદાર નાત ચગડોળે ચઢી છે. જ્યાં ત્યાં ચકલે ચૌટે એક જ વાત ચર્ચાય છે. મહેલ્લાઓમાં સ્ત્રીઓનાં ટોળાંમાં પણ એ ને એ જ ચર્ચા થાય છે.

પાંચ સાત સ્ત્રીઓનું એક ટોળું બપોરે ખાઇ પરવારીને બેઠું છે. ત્યાં ગંગાબા સામેના ઘરમાંથી આવ્યાં અને બોલ્યાં: "અલીઓ, તમે કાંઇ જાણ્યું કે? પેલી કમળા નાતરે ગઇ."

ઝવેરબા બોલી ઉઠ્યાં: "જાણ્યું બા જાણ્યું! હવે તો હદ આવી ગઇ. હડહડતો કળજુગ બેઠો. રાંડોને કબજે ન રાખે તો એમ જ થાય ને! તેનાં પિયેરિયાંનું અને સાસરિયાંનું નાક કાપ્યું. મને તો એમણે આજે વાત કરી. મારા રડ્યા છાપાવાળાએ તો કાંઇનું કાંઈ લખ્યું છે."

ચંચળબા બોલ્યાં: "કેટલાંક છાપામાં તો બન્નેની છબિઓ આવી છે."

હરખાબા તડુકયાં: "એ વાત જ જવા દે ને. નાગીઓને શું? જેણે મૂકી લાજ તેને નાનું સરખું રાજ!"

સૂરજબાએ ઉમેર્યું: "વળી રાંડને બાર ગામમાં કોઇ ના મળ્યું, તે દશકોશીના કો'ક કણબીના છોકરાને ગઇ!

મણિબા આ બધું શાન્તિથી સાંભળતાં હતાં તે બોલી ઉઠ્યાં: "આપણા બાર ગામના જુવાનોમાં કાંઈ દમ નહિ હોય, ત્યારે જ તેને દશકોશી શોધવી પડી હશે ને!"

ગંગાબા રૂઆબમાં બોલ્યાં: "એમાં દમ શા? શાં રૂપાળાં બહાદુરીનાં કામ કરવાનાં હતા, તે એમાં દમ જોઇએ?"

શાન્તાબેને હિંમતથી જવાબ આપ્યો: "ત્યારે એમાં એણે ખોટું ય શું કર્યું? તમારા જેવાં લાખો જણ પાછળ વાત કરતાં રહે, એ બધું સાંભળીને ઠંડે પેટે બેસી રહેવાની હિંમત અને ધીરજ જોઇએ. છે એવા જુવાનો અહીં?"

કાશીબેનથી આટલું બધું સાંભળી ન શકાયું. તે તડુકી ઉઠ્યાં: "શાન્તા! તારી જીભ તો ચબરાક છે. ખોટું નહિ તો સારૂં ય શું કર્યું? નાતમાં આવું કોણે કર્યું છે?"

મણિબેન બોલી ઉઠ્યાં: "આખી નાતની વાત શું કરવા

કરો છો? પાટીદારની નાત તો સાગર નાત છે. તેમાં આપણાં ગણ્યાં ગાંઠ્યાં ગામોમાં એ નથી થતું. હું તો એમની સાથે ડીસ્ટ્રીકટમાં બહુ ફરી છું. ગામે ગામ સારાં સંસ્કારી ગણાતાં કુટુંબોમાં પણ એવું થાય છે. આપણે અહીં જ ખોટું માની બેઠાં છીએ. આપણે કોઇ એમ વિચારતાં નથી કે તેનું પરિણામ શું આવે છે? કમળાએ પુનર્લગ્ન કર્યું તેમાં આપણે તડૂકીએ છીએ, પણ સાઠ વર્ષના બુઢ્ઢા ગલેફામાં સોપારીઓ ઘાલી ગાલ ફુલાવીને દહીંથરા જેવી કોઇ સુકુમાર છોડીનો જન્મારો બગાડે તેનું કાંઇ નહિ. પંદર કે વીશ વર્ષની છોડી વિધવા થાય તે આખી જિંદગી એકલી શી રીતે ગાળે? સોળ વર્ષની છોડી ઘરમાં રાંડેલી બેઠી હોય ને એનો બાપ ચાળીસ પચાસ વર્ષે ફરી પરણે —નવી નવી પુતળીઓ લાવે, તેની સાથે રંગરાગ માણે! એ નવી માની સુવાવડ પેલી રાંડેલી છોડીને કરવી પડે. આ બધું જોઈને તેનું દિલ કહ્યું કેમ કરે!"

આ સાભળી શાન્તાબેન એકદમ બોલી ઉઠ્યાં: "અરે! મણિબેન, એ વાત જ જવા દો ને! આપણે બોલીએ ત્યારે એ મોટાં કહે કે રાંડો ફાટી ગઇ. પણ પેલા વાઘજીભાઇની વીશ વરસની રાંડેલી છોડી ઘરમાં ફરે છે, અને બ્રહ્માની વંશ જવાની હતી, તે જમાઇ મરી ગયાં બાર મહિના તો થયા નથી એટલામાં ફરી પરણી આવ્યા! અને હવે નવી આવી છે, તે છોડીને માથે કાંઇ ને કાંઇ આરોપ મૂકે છે. છોડીએ કાલે તો અફીણ ખાવા માંડ્યું હતું. પણ વાળંદણે જાણ્યું તે બચી ગઇ. આવા ભવાડા અને દુઃખના

સાગર ઘેર ઘેર ભર્યા છે. નાની કે મોટી વિધવાઓ બિચારી કચરાઇ મરે છે, રિબાઇ રિબાઇને મરે છે, કમોતે મરે છે, કે છાની છૂપી ભ્રષ્ટ જિંદગી પુરી કરીને મરે છે. તેની સામે કોઇ જોતું નથી ને કુળનાં છોગાં મૂકીને નાક ફૂલાવતાં ફરે છે."

ઝવેરબાથી આ બધું સાંભળ્યું ન ગયું. તરત તડુક્યાં : "શાન્તા, છાની મેર, કો'ક સાંભળશે. આવું તે બોલાતું હશે? બધેય ગમે તે થતું હશે તેમાં તારે શું? સૌ સૌનાં કર્યાં ભોગવશે. તને તો ભાન નથી, કોઇ પોતાને માથે લેઇને તને ભાંડશે ને તારી સાથે કજીઆ કરશે."

શાન્તાએને કહ્યું : "પણ કાકી, હું ક્યાં કોઇને માટે કહું છું? હું તો સાધારણ વાત કરૂં છું. તમે પેલી કમળાનું ભુંડું બોલો છો, એટલે કહું છું કે તેણે જે કર્યું તે સારૂં કર્યું. હમણાં તો તેને ગાળો દેશો, વગોવશો, નાગી કહેશો, છકેલી કહેશો; પણ પાછળથી તમે જ કહેશો કે 'તેણે પોતાની આબરૂ સાચવવા સારૂં જ કર્યું. તેણે પોતાની સ્થિતિમાં ઉત્તમ કર્યું અને એમ કરીને હજારો દુઃખી બાળવિધવાઓને નીતિનો ને સુખનો માર્ગ બતાવ્યો.' "

સોનાકાકીએ શાન્તાનું આ પ્રવચન સાંભળી નાક ચઢાવ્યું, હરખાબાનો હાથ પકડી ઉઠતાં ઉઠતાં બોલ્યાં : "ઉઠો, મૂઈ રાંડો ભણેલીઓ! એ બધી યે હવે તો એવી જ નિકળવાની!"